સમકાલીનોની નોંધો ઇત્યાદિ પ્રમાણભૂત સાધનો ઇતિહાસ માટે મળી શકે છે. તેનો આત્મકથાની—ખાસ કરીને આ મારી આત્મકથાની—બાબતમાં કેવળ અભાવ છે. આમાં તો મારે મુખ્ય આધાર મારી સ્મૃતિ પર રાખવો પડશે.

સ્મરણશક્તિ સમી અદ્‌ભુત વસ્તુ બીજી એકે નથી. ભૂતકાળ સાથે માનવજીવનનો સંબંધ એના વિના સચવાઈ શકે નહિ, એટલું જ નહિ પણ એ ન હોય તો સંસારનો વ્યવહાર પણ અશકય થઈ પડે. માણસ પોતાનાં સગાંવહાલાંને પણ ભૂલી જાય. હું તે હું જ છું—કાલ હતો તે જ, એનું ભાન પણ સ્મરણશક્તિના પ્રાબલ્ય વડે જ મને રહે છે. એ ન હોત તો હું દરરોજ જૂના મને ભૂલી જઈ નવા હું રૂપે ફરત.

ગુજરાતી શાળામાં દેશી હિસાબમાંથી રાગ કાઢીને મહેતાજી અમને આંક ગોખાવતા ત્યારે મને સ્મરણશક્તિની અદ્‌ભુતતાનો ખ્યાલ આવતો. "સાત તારી એકવીસ" એમ ચોપડીમાં જોયા વગર બોલાવતા માસ્તરની સ્મરણશક્તિ પર હું ફીદા થઈ જતો ને આઠદશ વર્ષની ઉંમરે શીખેલું આમ ચાલીસ વર્ષે શી રીતે યાદ રાખી શકાતું હશે તે સમજી શકતો નહિ અને એ પ્રાથમિક શાળાના ક્ષુદ્ર મહેતાજી જેવી અદ્‌ભુત વ્યક્તિ તે વખતે મને દુનિયામાં દેખાતી નહિ.

એક દિવસ હું પણ નાના છોકરાઓ આગળ આમ રાગ કાઢીને 'સાત તારી એકવીસ' બોલીશ એવી મહત્ત્વાકાંક્ષાનાં સ્વપ્નાં સેવતો. ત્યાર પછી એથી પણ વધારે મોટા ત્રણ ત્રણ સંખ્યાના આંકડાઓ યાદ કરનારા માસ્તરના સમાગમમાં આવ્યો ને મને સ્મરણશકિતની અદ્ભુતતાનું વધારે ભાન થયું. તે વેળા મને આ બધું યાદ રાખનારી સ્મરણશકિત નામની મગજની એક વિશિષ્ટ શક્તિ છે એનું ભાન તો નહોતું જ, છતાં એ શકિતના ખ્યાલ વિના, તેના પ્રભાવની મારા પર ચોક્કસ અસર પડી. એ શકિતમાં મારો વિશ્વાસ દિવસે દિવસે વધતો ગયો.

પણ જેમ જેમ મને અનુભવ મળતા ગયા છે તેમ તેમ સ્મરણશક્તિમાંથી મારી શ્રદ્ધા ઓછી થવા માંડી છે. વીજળી, સમુદ્રતરંગ, લક્ષ્મી ને સારા મિજાજની પેઠે સ્મરણશક્તિ પણ ઘણી ચંચળ છે. આંકના મોટા મોટા પાડા યાદ રાખનાર જે મહેતાજીનો મેં ઉપર ઉલ્લેખ કર્યો છે, તેમને ત્યાં હમણાં કંઈક કામસર હું ગયો હતો. અમે વાતો કરતા બેઠા હતા, એટલામાં એક કાગળ એમના ટેબલ પરથી ઊડીને બારી બહાર ગયો. થોડી વારમાં એક નાની છોકરીએ એ કાગળ નીચેથી લઈ આવીને મહેતાજીને આપ્યો. કાગળ લેતાં લેતાં મહેતાજી છોકરીની પીઠ થાબડી બોલ્યાઃ "ડાહી છોકરી છે! તું કોની છોકરી?"

છોકરી જરા વાર ગુંચવાઈ, ને પછી તેણે જવાબ દીધો: "કેમ બાપા, તમારી !"

છોકરીના ગયા પછી મેં સાશ્ચર્ય મહેતાજી સામું જોયું ને કહ્યું: "હવે તમારામાં ઘડપણની અસર જણાવા માંડી છે કે શું ? આંખે બરાબર દેખાતું નહિ હોય."

"ના, ના; આંખે તો બરાબર દેખાય છે."

"ત્યારે તમારી જ છોકરીને તમે કેમ ન ઓળખી શકયા ? કે અમથા મજાક કરતા હતા ?"

"ના, મજાક તો નહોતો કરતો."

"ત્યારે ?"

"છોકરી તો મારી જ છે. પણ હું ભૂલી ગયો—"

"હેં ? તમારી છોકરીને તમે ભૂલી ગયા ! એ બને શી રીતે ?"

"જુઓની ! બન્યું જ ને ? વાત એમ છે કે મારે જરા બહોળો વસ્તાર છે. મારાં પોતાનાં અગિયાર છોકરાં; મારા મોટા છોકરાનાં ત્રણ છોકરાં ને મારી મોટી છોકરીની સાત છોકરીઓ ને એમાં ઘણાંખરાં નાની ઉંમરનાં. એટલે એ બધાં ઓળખાય શી રીતે ? કોઈ કોઈ વાર ભૂલ થઈ જાય."

"મને તો તમારી સ્મરણશક્તિ માટે બહુ માન હતું. તમે આંકના પાડા અમને શીખવતા ત્યારે એમ થતું કે આટલું બધું એ મોઢે શી રીતે રાખતા હશે ?"

"આંકના પાડા તો હજી યે યાદ છે. પણ કોણ જાણે કેમ, આ છોકરાંઓ યાદ નથી રહેતાં. અરે! હમણાં અમે બહારગામ ગયાં હતાં, ત્યારે એવો ફારસ થયો કે કંઇ પૂછવાની વાત જ નહિ. અમારી પાસે સામાન પુષ્કળ હતો. મેં મારી મોટી છોકરીને ને 'એ'ને ખૂબ ટોકીટોકીને કહ્યું હતું કે 'આમાંથી અડધો સામાન તમે ભૂલી જવાનાં છો.' તેથી એ લોકોએ ખૂબ મહેનત કરીને બધાં દાગીનાંની આઠદશ વાર ગણુતરી કરી, દરેક જણુને અમુક અમુક દાગીનાનો કબજો સોંપી દીધો. બધાંએ પોતપોતાના સામાનની યાદી કરી ને તે ભૂલી ન જવાય માટે મોઢે કરી. સવારે સ્ટેશન પર જવા સારુ નીકળ્યા ત્યારે દરેક પાછું પોતપોતાની યાદી યાદ કરી ગયું ને તે સામાન સંભાળી લઈ અમે સ્ટેશન પર આવ્યાં. ગાડી આવવાને વાર હતી ને અમે બધાં પ્લેટફોર્મ પર નિરાંતે બેઠાં. એટલામાં કોઈકે પૂછ્યું, 'અરે બબલી ક્યાં?' 'બબલી, બબલી' એમ બૂમો પાડી. પણ બબલી હોય તો જવાબ દે ને! બબલી એ મારી મોટી છોકરીની સૌથી નાની છોકરીનું નામ છે. પછી બીજા કોઈએ કહ્યું: 'બચુ પણ નથી જણાતો!' બચુ એ મારા સૌથી નાના છોકરાનું નામ છે. સામાન સાચવીને લાવવાની કાળજીમાં અમે ઘેર બે છોકરાં ભૂલીને આવ્યાં! એક વસ્તુ યાદ રાખવા જઈએ ત્યારે બીજી ભૂલી જવાય છે!"

સ્મરણશકિતને માટે મહેતાજીએ કહેલું વાકય "એક વસ્તુ યાદ રાખવા જઈએ તો બીજી ભૂલી જવાય છે' એ મહાસત્ય છે. એક માણસનું નામ આપણને યાદ રહે છે તો તેની અટક આપણે ભૂલી જઈએ છીએ. કદાચ અટક યાદ રહે તો એના બાપનું નામ ભૂલી જવાય ને કવચિત એનું નામ, એના બાપનું નામ ને એની અટક ત્રણે યાદ રહે તો એના બાપનું નામ તે એનું, ને એનું તે એના બાપનું નામ, એ પ્રમાણે યાદ રહે છે ! સ્મરણશકિતના વિલાસ ખરેખર વિચિત્ર છે.

કહે છે કે કેટલીક વસ્તુઓ સ્મરણપટ પર કોતરાઈ રહે છે તે કદી ભુલાતી નથી. આ કથન સાચું છે એવો અનુભવ લગભગ દરેકને થાય છે. પણ અમુક વસ્તુ જ શા માટે યાદ રહી જાય છે તે જરા પણ સમજી શકાતું નથી. મહત્ત્વપૂર્ણ બનાવ હોય તો તે યાદ રહી જાય; કોઈએ સખત અપમાન કર્યું હોય કે કોઈએ સ્તુતિ કરી હોય, જીવનમાં પરિવર્તન કરી નાંખે એવું કાંઇ બન્યું હોય તો તે યાદ રહી જાય એ સમજી શકાય એવું છે. પણ મુખ્ય બનાવો ભુલાઇ જાય છે ને તદ્દન અર્થ વગરના બનાવો યાદ રહી જાય છે. હું બહુ જ નાનો હતો ત્યારે એક દિવસ બારીએ ઊભો રહીને એક એક છોકરાને રમવા માટે બૂમો પાડતો હતો તે મને હજી યાદ છે. પણ કયા છોકરાને બૂમ પાડતો હતો તે

જવા પણ સ્મૃતિમાં રહ્યું નથી. ઘણા વખત પર હું છાપરે ચડયો હતો તે મને યાદ છે, પણ ત્યાંથી ઊતર્યો તે યાદ નથી. અને કેટલાક કહે છે કે 'સ્મૃતિ એ જ જીવન છે' તે જો ખરી વાત હોય તો હું હજી તે છાપરા પર જ જીવન વીતાવું છું એમ માનવું પ્રાપ્ત થાય.

જે વસ્તુ જે કાળે યાદ કરવાની હોય અથવા શોધવાની હોય ત્યારે તે વસ્તુ તે કાળે યાદ ન જ આવે અથવા જડે જ નહિ, અને પછી તેની જરૂર ન હોય ત્યારે મગજમાં તે જ રમ્યા કરે અથવા માર્ગમાં અથડાયા કરે, એવો એક વિશ્વનિયમનો મહાસિદ્ધાંત છે.

એક વખત અમારું તાળું ખોવાઈ ગયું હતું. ઘરનાં બધાં માણસોએ ત્રણ દિવસ સુધી શોધ્યું, પણ તે ન જ જડયું અને દરેક શોધનારના હાથમાં તેને બદલે સોનાની પીન આવતી! આખરે કંટાળીને અમે નવું તાળું વસાવ્યું ત્યારે પેલી સોનાની પીન ખોવાઈ ગઈ. અમે સૌ પાછા પીનની શોધમાં પડયા. અઠવાડિયા સુધી શોધ ચલાવી. પણ દરેક વખતે દરેકને પીનને બદલે પેલું ખોવાએલું ને હવે નકામું થએલું તાળું જ જડતું. આખરે કંટાળીને મેં એ તાળું ફેંકી દીધું. પણ ફરીથી એ જ તાળું, કોણ જાણે શી રીતે, અમારી તીજોરીમાંથી પીનની તપાસ કરતાં નીકળી આવ્યું! એ પીન પારકી હતી એટલે તેના પૈસા ભરી આપ્યા ને

શોધ કરવી માંડી વાળી. ત્યાર પછી થોડા દિવસ રહીને મારાં કાકીની તપખીરની ડબ્બી ખોવાઇ ગઇ, તેની શોધ કરતાં એ પીન જડી આવી. તપખીરની ડબ્બી હજી જડી નથી, પણ હું ધારું છું કે હવે દીવાસળીની પેટી ખોવાઇ જશે તો તે શોધતાં એ ડબ્બી જડી આવશે.

આવો જ બીજો અનુભવ મને નામ બાબતમાં થયો હતો. રમણલાલ નામના મારા એક મિત્રનું નામ હું ભૂલી ગયો હતો અને તેને બદલે બીજા એક મિત્રનું નામ મગનલાલ જ યાદ આવ્યા કરતું. મારે રમણલાલનું કંઈ પણ ખાસ કામ નહોતું, પણ એ નામ યાદ કેમ નહિ આવે, ને એને બદલે મગનલાલનું નામ કેમ યાદ આવ્યા કરે છે, એવા વિચારે મારાથી રાતના બરાબર ઉંઘાયું પણ નહિ. રાતના સ્વપ્નમાં મને નામ યાદ આવ્યું પણ સવારે ઊઠીને સ્વપ્નમાં યાદ આવેલું નામ સંભારવા ગમે એટલો પ્રયત્ન કર્યો, પણ તે યાદ આવ્યું જ નહિ, ને એને બદલે મગનલાલનું નામ જ યાદ આવ્યાં કર્યું. ત્યાર પછી ચારેક દિવસ રહીને મગનલાલે એમના એક સગાંને મારી મારફત સંદેશો પહોંચાડવા મને આપ્યો. હું એમના સગાંને મળ્યો ને તેમનો સંદેશો કહ્યો.

"કોણે કહાવ્યું છે?"

"રમણલાલે" જરા પણ વિચાર વગર મારાથી

ભોલાઈ ગયું.

"રમણલાલ? રમણલાલ કોણ?" એમણે સાશ્ચર્ય પ્રશ્ન કર્યો.

"અરે! રમણલાલ નહિ, પણ–પણ . . . હોઠ સુધી નામ છે પણ બહાર આવતું નથી." મેં મગનલાલનું નામ સંભારવા ગમે એટલો પ્રયત્ન કર્યો પણ કમબખ્ત રમણલાલનું નામ મગજમાં એટલું ભરાઈ ગયું હતું, કે એ સિવાય બીજું કોઈ નામ મને યાદ આવી શક્યું જ નહિ! કંટાળીને મેં એમને કહ્યું: "આજ ચાર દિવસથી હું રમણલાલ નામના મારા એક મિત્રનું નામ ભૂલી ગયો હતો તે યાદ કરવા પ્રયત્ન કરતો હતો ને તે યાદ આવતું જ નહોતું. અત્યારે અચાનક એ નામ યાદ આવ્યું છે તે કેમે કર્યું મગજમાંથી ખસતું નથી ને એને બદલે બીજું કોઈ નામ મને યાદ આવી શકતું નથી. તમે આ સંદેશો યાદ રાખી લો. મને એ સંદેશો મોકલાવનારનું નામ યાદ આવશે ત્યારે તમને કહી જઈશ અથવા લખી જણાવીશ."

સ્મરણશક્તિની આવી કેટલીક સામાન્ય વિલક્ષણતાઓ ઉપરાંત એની વ્યક્તિગત વિશિષ્ટતાઓ પણ હોય છે. કેટલાકને બધું યાદ રહે છે પણ નામો કદી પણ યાદ રહેતાં નથી. મારા પરિચયના એક વૃદ્ધ પુરુષને કોઈનાં પણ નામ યાદ રહેતાં નહિ. તે હમેશાં દરેકને

માટે 'પેલો ડાબો' એમ જ કહેતા.

"પેલા ડાબાનો ડાબો કાલે મને મળ્યો હતો."

"કયો ડાબો ?"

"અરે, પેલો ડાબો છે કેની તેનો ચોથો છોકરો પેલો ડાબો. એ કહેતો હતો કે એનો દોસ્ત છે કેની પેલો ડાબો–તેના વિવાહ થયા."

"કોની જોડે ?"

"પેલા ડાબાની છોકરી જોડે."

"કયા ડાબાની ?"

"અરે પેલો ડાબો ! આ આપણા પેલા ડાબાને ત્યાં ભાડે નથી રહેતો ? તેની ત્રીજી છોકરી જોડે."

એમને કદી પણ કોઈનું નામ યાદ આવતું જ નહિ. પોતાની પત્ની ને પોતાના છોકરાનું નામ પણ એમની સ્મૃતિમાં રહી શકતું નહિ, એટલું જ નહિ, પણ ઘણી વાર તો એ પોતાનું નામ પણ ભૂલી જતા !

એમનું નામ તુલજાશંકર રવિશંકર હતું. કેટલાક અટકચાળા છોકરા એમની સાથે વાત કરતા કહેતા કે "તુલજાશંકર કહેતા હતા—"

"એ કયો ડાબો ?" એ તરત પૂછતા.

"કેમ ? રવિશંકર પંડયાનો છોકરો" કોઇ બીજો અટકચાળો બોલતો.

“રવિશંકર ? એ વળી કયો ડોબો ?” એમ જરા વિચારમાં પડી આશ્ચર્યથી એ પૂછતા.

એમની માતાનું નામ દઈ કોઈક ત્રીજો કહેતો, “ગંગાબ્હેનના વર.”

“એ વળી કયી ડોબી ?” તેઓ પૃચ્છા કરતા. એમને ધીરે રહીને કોઈ બધું સમજાવતું ને કેટલીક વાર એ નિખાલસતાથી હસી પડતા, તો કોઇક વાર ખીજવાઈને છોકરાઓને પ્રહાર કરવા જતા.

કેટલાકને નામ જ યાદ રહે છે ને ચહેરા યાદ નથી રહેતા. કેટલાકને આંકડાઓ યાદ રહે છે પણ તે આંકડાઓ શેનો બોધ કરે છે તે યાદ નથી રહેતું.

મને તો મોટે ભાગે કોઈ પણ પ્રકારના આંકડા યાદ રહેતા જ નથી. અચાનક કોઇ મને મારી ઉંમર પૂછે છે તો હું ગભરાઈ જાઉં છું ને વીસની ને પચાસની અંદર એ સિવાય, જાણવા છતાં ચોકસ ઉમર યાદ આવતી નથી. મારા દાદરનાં પગથિયાં હું દરરોજ ગણું છું પણ દરરોજ સંખ્યા ભૂલી જાઉં છું. ઈતિહાસના વિષયમાં ઇ. સ. ૧૧૦૦ ને ઇ. સ. ૧૫૦૦માં મને કદી પણ ફેર લાગ્યો જ નથી. એક કવિ ૧૭મી સદીમાં થઈ ગયો; અથવા ૧૭૫૭માં અમુક બનાવ બન્યો; આ કંઈ પંદરમી સદી નથી એવાં વચનોની છાપ મારા મગજ પર જરા પણ પડતી નથી. એક ને અખંડ કાળના

મનુષ્યોએ કરેલા કટકા તરફ કદાચ મારા મગજને પ્રખર વિરોધ હશે.

હું બહારગામ જાઉં છું, અથવા ત્યાંથી પાછો ફરું છું ત્યારે પણ હંમેશ મારી સ્મરણશકિત મને દગો દે છે. હું કંઈ ને કંઈ ભૂલી ગયા વગર રહેતો નથી. આ ટેવ સુધારવા મેં બહુ ફાંફાં માર્યાં છે ને હવે તો લગભગ સુધરી ગઈ એવી ખાતરી થયા પછી પાછા વિસ્મરણશકિતના પ્રતાપના બેચાર પરચા એવા મળ્યા કે હવે એ ટેવ કદી પણ સુધરશે એમ હું માની શકું એમ નથી.

આ ટેવ હવે તો તદ્દન સુધરી ગઈ છે એમ મેં કેટલાક મિત્રો આગળ બડાઈ હાંકી. મારી પરીક્ષા કરવા તેમણે હું બહાર જવાનો હતો તે વેળા દરેકે એક એક નાની પેટી ને તેની જોડે તેની કૂંચી આપી. ગામ પહોંચી પેટી ઉઘાડી તેમાં લખેલી સૂચનાઓ મુજબ મારે મારા મિત્રોનાં સગાંવહાલાંઓને સંદેશ પહોંચાડવાના હતા. 'તું કંઈ ને કંઈ પણ ભૂલ્યાં વગર રહેવાનો નથી' એમ મારા મિત્રો દૃઢતાથી કહેતા હતા. અને 'હું કંઇ પણ ભૂલી જવાનો નથી' એમ હું નિશ્ચયપૂર્વક કહેતો. રાતે સૂતી વેળા આઠે પેટીઓ ઓશીકા આગળ રાખી, સવારે પણ પેટીઓ પાસે બેસીને જ ચા પીધી. રસોડામાં પણ પેટીઓ પાસે રાખીને જ જમવા બેઠો.

બધી પેટીની કૂંચીઓ લઈ તેને એક રેશમી દોરીમાં પરોવી તે મારા કોટમાં મૂકી. આખરે આઠે પેટીઓ સાથે હું મારે જે ગામ જવું હતું ત્યાં ઊતર્યો ને 'હાશ બધાને હરાવ્યા' એમ સગર્વ સ્વગત બોલ્યો. ઉતારે ગયો ને પેટી ઉઘાડવા કૂંચીઓ માટે ગજવામાં હાથ નાંખ્યો ત્યારે કૂંચી ગૂમ થઈ ગએલી જણાઈ! હું ભૂલમાં જુદો જ કોટ પહેરી આવ્યો હતો એમ મને સમજાયું. હવે શું કરવું? કોઈને જણાવ્યા વગર તરત બીજી ટ્રેનમાં પાછો ફર્યો. ઘેરથી કૂંચી લઈ ફરી ગામ આવ્યો. પેટીઓ ઉઘાડી, બધાને સૂચના મુજબ સંદેશા પહોંચાડ્યા ને મિત્રો કને હાર કબુલાવી. આમ મેં મિત્રોને છેતર્યા, પણ આત્માને હું છેતરી શક્યો નહિ.

સ્મરણશક્તિની આવી અશ્રદ્ધેયતાના ઉતાર તરીકે લોકો મહત્ત્વની બાબતો લખીને તેને સંઘરી રાખે છે, એટલું જ નહિ પણ તેને જુદા જુદા વિષયની 'ફાઈલો' બનાવી તેમાં મૂકે છે. પણ ફાઇલ રાખવાથી પણ પૂરેપૂરો અર્થ સધાતો નથી. ઘણી વાર ફાઈલો જ ખોવાઈ જાય છે. કામનાં કાગળોને બદલે ઘણી વાર ફાઇલમાં તદ્દન નકામા કાગળો જ જોવામાં આવે છે ને કેટલીક વાર આખી ફાઇલ ઉથલાવી ગયા પછી એ ફાઈલ રાખવાનો અર્થ પણ સમજાતો નથી.

એક વાર મારા હાથમાં એક ઓફિસની ખાનગી

ફાઇલ આવી હતી. તેમાંથી મારે અમુક મહત્ત્વના ઉતારા શોધી કાઢવાના હતા. આખી ફાઈલિનું મનન કરી ગયા પછી પણ તેમાંથી મહત્વનું એકે વાકય મને જડયું નહિ. આખી ફાઇલિ કેવા પ્રકારની હતી તે એમાંથી નીચે ઉતારેલા એક નમૂના પરથી સમજાશે.

**નકલ** નં. અ/ક ૧૯૨૨

રા. દયારામ વ્યાસ તારીખ ૧૫ માહે જુન સને ૧૯૨૨

**મુંબઈ**

બાબત: દયારામની ટોપી

મહેરબાન સાહેબ,

જત નીચે સહી કરનાર, જગમોહન ગુલાબદાસનું ધ્યાન આપની [આપના માથા પરની] ટોપી તરફ પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી ખેંચવામાં આવ્યું છે. સદહું ટોપી વાંકી છે. તે બાબત યોગ્ય કરવા મહેરબાની થશે.

આપનો

**જગમોહન ગુલાબદાસ**

આનો જવાબ રા. દયારામે મોકલાવેલો તેની નકલ પણ જોડે હતી.

નં. બ/ડ ૧૯૨૨

**નકલ** તારીખ ૧૫ માહે જુન સને ૧૯૨૨

રા. જગમોહનદાસ ગુલાબદાસ

**મુંબઈ**

બાબત : દયારામની ટોપી

મહેરબાન સાહેબ,

તમારા પત્ર નં. અ/ક ૧૯૨૨ના બદલ આભાર. તમારું ધ્યાન યોગ્ય રીતે ખેંચવામાં આવ્યું હતું. ટોપી બરાબર કરવામાં આવી છે, જેની નોંધ લેશો ને આ પત્ર ફાઇલિ કરશો.

આપનો

**દયારામ વ્યાસ**

આ દયારામ ને જગમોહન બંને એક ઓફિસમાં ક્લાર્ક હતા અને તેમના વચ્ચે આવા પ્રકારના થએલા પત્રવ્યવહાર સિવાય ફાઈલમાં બીજું કશું હતું નહિ.

આમ, સ્મરણશકિતને સર્વાંશે શ્રદ્ધેય બનાવવાનો કોઈ ઉપાય નથી. અને મારી આ આત્મકથામાં સ્મરણ-શકિત સિવાય મને બીજા કશાનો આધાર નથી. એટલે એવી ભૂલકણી સ્મરણશકિતના અશ્રદ્ધેય પાયા પર રચાએલી આ કથામાં પ્રમાદો ને સ્ખલનો અવશ્ય હોવાનાં જ ને એકેએક જણે જિંદગીમાં એક વાર તો કહેલું વાકય કહું તો, ભૂલ કોનામાં નથી હોતી? માટે આમાં કદાચ વૃત્તાન્તની, વિગતની, સ્થલની, કાલની કે અન્ય કોઈ પ્રકારની ભૂલ આવે, તો તેવી ભૂલ બીજો કોઈ લખનાર હોત તો તે પણ કરત, એમ ધારી લઇ જેમ હું સંતોષ માનું છું તેમ આ કથાનો પ્રત્યેક વાચક પણ માને.

આ કથાનો શરૂઆતનો ભાગ મારી પોતાની સ્મરણશક્તિને આધારે નથી લખાયો, પણ મારું

બાળપણ જોનારાં, તેના ઉપર દેખરેખ રાખી હું અત્યારે જેવો છું તેવો મને બનાવ્યાનો સકારણ કે અકારણ ગર્વ ધરાવનારાં વૃદ્ધ કુલાંગનાઓ ને કુલપતિઓના વિગતમાં પરસ્પર વિરોધી છતાં મુખ્ય વૃત્તાન્ત પૂરતા એકસરખા વર્ણનો ઉપરથી મેં લખ્યો છે. એમાંયે દોષ હોય તો તે સ્મરણશકિતનો જ છે પણ તે મારી પોતાની નહિ, પણ એ વૃદ્ધ કુલાંગનાઓ ને કુલપતિઓની સ્મરણશકિતનાં છે એમ સમજવાનું છે. એમણે કહેલી વાતોમાંથી હું થોડી ભૂલી ગયો હોઉં અથવા થોડી ઘણી ઊંધી યાદ રહી ગઈ હોય, એવો પણ સંભવ છે. એટલે મારી સ્મરણશકિતએ, અથવા ખરું કહું તો વિસ્મરણશક્તિએ, એમાં પણ પોતાનો અલ્પ ફાળો તો આપ્યો જ હશે; અને એટલા પૂરતી હું જવાબદારી મારે માથે લેવા તૈયાર છું.

ઇતિ પ્રસ્તાવના

# ખંડ ૧ : અર્ધદશાબ્દીના અનુભવો

## અધ્યાય ૧

## મારા જીવનનો સૌથી મહત્ત્વનો બનાવ

મનુષ્યના જીવનમાં સૌથી મહત્ત્વનો બનાવ કોને ગણવો એ નક્કી કરવું બહુ કઠિન છે. દરેક વ્યક્તિ પોતાના જીવનમાં અમુક પ્રસંગને અત્યંત મહત્ત્વનો માની એને જ આધારે પોતાનું આખું જીવન છે એમ ગણે છે.

રૂ, શૅર, અળસી, ચાંદી વગેરેનો સટ્ટો કરી પાંચ-દશ લાખ ભેગા કરી, વિસ્તૃત કુટુંબજાળ ફેલાવી, અત્યારે નિવૃત્તિ ભોગવતા એક શેઠિયાને મેં પૂછ્યું: 'તમારી જિંદગીનો સૌથી મહત્ત્વનો બનાવ તમે કોને ગણો છો ?'

'એ તો એકદમ કેમ કહેવાય ? હા, પણ રામલાલની બા સાથે હું પરણ્યો એને હું મારી જિંદગીનો બહુ અગત્યનો પ્રસંગ કહી શકું.'

'મને ખબર નહિ તમે આટલા પ્રણયભાવનાથી રંગાએલા હશો !'

'એટલે ? તમે શું કહો છો તે બરાબર સમજાયું નહિ.'

'હું એમ કહેવા માગું છું કે તમે મોટે ભાગે પૈસો મેળવવામાં જિંદગી ખરચી છે. છતાં તમારાં લગ્નને તમે આટલું મહત્ત્વ આપો છો તેની મને નવાઈ લાગે છે.' મેં ખુલાસો કર્યો.

'તેનું કારણ છે, એનાં પગલાં એવાં છે. જે દિવસથી એનાં પગલાં અહીં થયાં તે દિવસથી મારું નસીબ ફરી ગયું.'

'સમજ્યો.'

'પરણ્યા પછી જ મને રૂ બજારમાં જવાનું સૂઝયું. એ મારે ઘેર રહેવા આવી તે જ દિવસથી મેં સટ્ટામાં ઝોકાવ્યું ને દરેક વખતે કમાતો ગયો. અને ખૂબીની વાત તો એ છે કે એ જ્યારે જ્યારે પિયેર જતી ત્યારે ત્યારે હંમેશાં મને ખોટ આવતી. આમ સવાસવા વર્ષે મારે ખોટ ખમવી પડતી.'

'પણ સવાસવા વર્ષે એ પિયેર શું કામ જતાં ?'

'અરે ! ભલા માણસ, એ પણ ન સમજ્યા ? સુવાવડ તો દેશમાં જ થાય ને !'

'હાં સમજ્યો. સવાસવા વર્ષે તમને કમાણીમાં ખોટ આવતી ને કુટુંબમાં વૃદ્ધિ થતી.'

'પણ એ પાછી આવતી કે તરત મારા પાસા પાછા પોબાર પડતા. છેલ્લાં દશ વર્ષથી મને ખોટ આવી નથી.'

'ત્યારે છેલ્લાં દશ વર્ષથી તમારે ત્યાં કુટુંબવૃદ્ધિ નથી થઈ.'

'ના એમ નહિ.'

'ત્યારે એમના દેશમાં જવા છતાં તમને હવે ખોટ નથી આવતી ?'

'એમ પણ નહિ. પણ હવે અહીં ઈસ્પિતાલો નીકળી છે ના? તેનો લાભ લઈએ છીએ.'

'હાં. એમ ?'

મારા એક કવિમિત્રને મેં આ પ્રશ્ન પૂછ્યો. એમણે કહ્યું : 'મારા જીવનનો સૌથી મહત્ત્વનો, સૌથી સુન્દર ને સૌથી સ્મરણીય બનાવ એક જ છે. માલતીને નિહાળી માધવે શું કહ્યું હતું તે તો તને ખબર હશે—'

'માલતી ? કયી માલતી ? જગમોહનકાકાની માલતી ગયે વર્ષે મેટ્રિકમાં નાપાસ થઇ તેની વાત કરે છે ?' મેં પૂછ્યું.

'અરે ! આ તો ભવભૂતિની માલતી. "માલતીમાધવ" કોલેજમાં નથી શીખ્યો ?'

'શીખ્યો તો ખરો. પણ શીખવનારની બિન-

આવડતને લીધે અત્યારે મને એ નાટકના નામ સિવાય બીજું કંઈ પણ યાદ નથી. ને નામ પણ ઘણી વાર ભૂલી જાઉં છું.'

'માધવ કહે છે, બીજાઓને મહોત્સવના પ્રસંગો જીવનમાં ઘણા સાંપડતા હશે મારા જીવનમાં એક જ મહોત્સવનો પ્રસંગ બન્યો—જે દિવસે નયનપથમાં એ વિલોચનચન્દ્રિકા આવી'

'તું કંઈક ગરબડ કરતો હોય એમ લાગે છે.'

'કેમ ?'

'હમણાં માલતીની ને માધવની વાત કરતો હતો. હવે વિલોચન ને ચન્દ્રિકાનું નામ દે છે.'

'અરે! તું તો તદ્દન ભૂલી ગયો લાગે છે. "વિલો-ચનચન્દ્રિકા" એ તો માલતીનું વિશેષણ છે. **मम तु यदियं यातालोके विलोचनचन्द्रिका—**

'હશે, હશે,' આને અટકાવીશ નહિ તો હવે શ્લોકોના શ્લોકો ગોખેલા તે બધા અહીં એ બોલવા માંડશે એવો સકારણ ભય લાગવાથી મેં એને વચ્ચે જ અટકાવી કહ્યું: 'એ તો હશે. પણ એ બધી વાતનું અહીં શું કામ છે ?'

'મારા જીવનનો સૌથી રમણીય ને મહત્ત્વનો પ્રસંગ તે—'

'ચંદ્રાબહેનને પહેલવહેલાં જોયાં તે—' મેં એમનું અધૂરું વાક્ય પૂરું કરતાં કહ્યું.

'અરે ! બિચારી ચંદ્રા ! હા, એ પત્ની તરીકે મારી બહુ કાળજી રાખે છે. મને એના પર ભાવ છે એ ખરું, પણ આ તો કોઈ અનન્ય સૌન્દર્યમૂર્તિ હતી.'

'હાં, એમ વાત છે !' મેં જરા સૂચક રીતે એમની સામે જોઈ કહ્યું.

'ના, એમ વાત નથી. એ કોણ હતી તે હું જાણતો નથી. એ ક્યાં ગઈ તે પણ મને ખબર નથી.'

'પણ ત્યારે "એ" તે કોણ ?'

'હું જ નથી જાણતો !'

'એ કેમ બને ?'

'વાત એમ છે કે આજથી લગભગ પચ્ચીસ વર્ષ પૂર્વે, એક રમણીય સાયંકાળે હું સમુદ્રકિનારે ચોપાટી પર બેઠો હતો. નહિ અંધારું, નહિ અજવાળું—અર્ધ-પ્રકાશ અર્ધતિમિર એવા વાતાવરણમાં રેતી જોડે રમતી એક નમણી બાલિકા મેં જોઈ. એને જોઈને થયું કે ઈશ્વરે આંખ કેમ આપી છે તે હવે સમજાયું. એ રેતી ઉછાળતી અને મારા હૃદયમાં ભાવ ઉછળતા; એ બીજાં છોકરાંઓ જોડે તોફાન કરતી હસતી ને મારા અંતરના તારેતાર ઝણઝણી રહેતા. અર્ધોએક કલાક એ અલૌકિક

લાવણ્યમૂર્તિનાં યથેચ્છ દર્શન મેં કર્યાં. સ્વયં કાલ જાણે થંભી ગયો હતો—'

'છતાં અર્ધો કલાક થયો એની ગણતરી તું કરી શક્યો ખરો !'

'વચ્ચે ન બોલ. અને વ્યોમવાસિની વિદ્યુત જગતને પળેક તેજથી ભરી દઈ અંધકારમાં વિલીન થઈ જાય, એમ મારા જગતને ચમકાવી થોડી વારમાં એ ક્યાંક અદૃશ્ય થઈ ગઈ. એ ગઇ છતાં—'

'એની છબિ આવે નજરમાં' એક નાટકના જાણીતા ગાયનની પંક્તિ મેં ગાઇ નાખી.

'મજાક ન કર. એ ગઈ છતાં અહીં રહી ગઇ,' હૃદય પર હાથ મૂકી એણે કહ્યું.

'તારું હૃદય તે કંઇ ભાડે આપવાનું મકાન છે કે ત્યાં કોઈ આવીને રહી શકે?'

'જો, પાછી મજાક! મારું હૃદય મકાન નથી–મન્દિર છે. અને એ એમાં વિરાજતી દેવમૂર્તિ છે.'

'ઓહો! આ તો ભગવાન ને ભક્ત જેવું કંઈક છે.'

'કંઈક નહિ, તદ્દન. એ કોણ હતી ને ક્યાં ગઈ તે હું જાણી શકયો નથી. જાણવાની મને જરૂર પણ નથી લાગી.'

'એ ખોટું' મેં કહ્યું.

'કેમ ?'

'તને જાણવાની જરૂર પણ ન લાગી એ બહુ ખોટું. તારે બદલે કોઈ બીજો હોત તો એવી જરૂર એને જણાત અને એ જરૂર એ પૂરી પણ કરત.'

'મારો પ્રેમ વાસનારહિત છે. એ દિવ્યમૂર્તિને હૃદયમન્દિરમાં પધરાવ્યા પછી મારે બીજું કંઈ કરવાની જરૂર નથી. હું એને રોજ મળું છું. વાત કરું છું. એ પ્રેરણા પાય છે ને હું કવિતા લખું છું. મારા પ્રત્યેક કાવ્યની એ પ્રેરણાદેવી છે. એ ખિજવાય છે ને હું રુરુદિષા અનુભવતો શોકકાવ્ય રચું છું. એ હસે છે ને હું વસન્તોલ્લાસનાં ગીત રચું છું. એ રડે છે ને પરમ નિરાશાના સૂર હું છેડું છું. એ પ્રસન્ન થાય છે ને અદ્‌ભુત આશાવાદથી રંગાએલાં સ્નેહગીતો મારા મુખમાંથી સરી પડે છે. એ ક્વચિત્—' પણ એ આગળ બોલે તે પહેલાં હું ત્યાંથી ધીરે રહીને જતો રહ્યો.

કાઠિયાવાડનાં ત્રણચાર રાજ્યોમાં ઉચ્ચ અધિકાર ભોગવીને એ અધિકારનાં સંસ્મરણો વાગોળવામાં જીવનનો અવશેષ ભાગ વ્યતીત કરી રહેલા અમારી જ્ઞાતિના એક પ્રતિષ્ઠિત પુરુષને આ પ્રશ્ન મેં થોડા જ સમય પર પૂછ્યો હતો. શરૂઆતમાં તો એમણે એમનાં જીવન વિષે આડીઅવળી વાતો કરી મુખ્ય પ્રશ્નને સિફતથી વિસારે પાડી દેવાનો પ્રયત્ન કર્યો. દોઢેક કલાક અપ્રસ્તુત

વાતો સાંભળ્યા પછી મેં એમને કહ્યું : 'કાકા, હું કંઈ તમારી પાસે રાજની ખાનગી વાત કઢાવવા કે કોઈ પર ભલામણની ચિઠ્ઠી લેવા પણ આવ્યો નથી.'

'તે મેં કાં એમ કીધું છે કે તું આ માટે આવ્યો છે ?'

'ત્યારે મૂળ વાત ઉડાવી દો છો—'

'અરે ! આવી વાતમાં તે મૂળ શાં ને પાંદડાં શાં ? તેં મને એમ પૂછ્યું નાં કે તમારી જિંદગીનો સૌથી મુખ્ય બનાવ કયો ? તો મેં તને જરા મારી જિંદગીના બનાવો કહ્યા.'

'એ માટે તમારો આભાર. પણ તમારી જિંદગીનો મહત્ત્વનો બનાવ કયો તે તો તમે કહ્યું જ નહિ !'

'એ શોધી કાઢવાનું કામ તારું. મેં તો તારા આગળ મારી જિંદગીના બનાવોનું વર્ણન કરી બતાવ્યું. પણ રાખ, તને એમ નહિ જડે. મારી જિંદગીનો મુખ્ય બનાવ મેં કોઈને કહ્યો નથી. આજે તને કહું છું. છે તો નાની સરખી વાત. પણ એમાંથી જ મારા નસીબનું પાંદડું ઊઘડી ગયું.'

'એ બનાવ કયો ? તમે હમણાં પેલા કૉન્ટ્રેક્ટરની વાત કરતા હતા તેને મળ્યા એ ?' મેં પૂછ્યું.

'નહિ. એ વાત મેં હજી કીધી જ નથી. ચાળીસ

વરસ પર એક જાણીતા રાજના દિવાનની દીકરીને આગગાડીમાં હિસ્ટીરિયા થઈ આવ્યો એ મારા જીવનનો મહત્ત્વનો બનાવ.'

'હેં?' મેં આશ્ચર્ય પામી પૂછ્યું, 'પણ દિવાનની દીકરીને હિસ્ટીરિયા થયો તેમાં તમને શું?'

'મને બધું જ મળ્યું. હું એ જ ડબ્બામાં હતો. દિવાનસાહેબ, એમની દીકરી ને હું અમે ત્રણ જ એ ડબ્બામાં હતા. દિવાનસાહેબ જોડે વાત કરવા મેં શરૂઆતમાં મહેનત કરી જોઈ. પણ એ તો ચોપડી લઈને બેઠેલા, તે મારી સામું ભાળે જ શાના? આખરે એની દીકરી ધબાક કરતી પડી પાટિયા પર ને ખેંચાવા માંડી એટલે ચોપડી નાખી દઈ એ પણ ઊભા થઇ ગયા. પણ એ તાણ પહેલવહેલી જ આવેલી એટલે એ તો ગભરાઇ જઈ શું કરવું તેની વિમાસણમાં પડ્યા. મારી કોલનવોટરની શીશી હતી તેમાંથી કોલનવોટર કાઢી છોકરીને દિલે ચોપડવા એમને સૂચના કરી. જરાક ઠીક થયું એટલે સૂંઠની ને એવી બીજી ગોળીઓ હતી તે પણ એને પિવરાવી ને—ને—હા, તને કહેવામાં વાંધો નહિ, મારી પાસે મુસાફરી કરતો હોઉં ત્યારે હંમેશાં એકસો નં. ૧ હોય—'

'એ શું?'

'તું પણ અલ્લાનો આદમી જણાય છે. બ્રાન્ડી,

વિલાયતી દારૂ. દવા માટે ખપ લાગે તેટલા સારું હું હંમેશ એની એક શીશી સાથે રાખતો. એમાંથી એક ડોઝ કાઢી પેલી છોકરીને પિવડાવી દીધો. થોડી વારમાં તો એ હોશિયાર થઇ ગઇ.'

થોડી વાર એ મૂગા રહ્યા તે જોઈ ને મેં પૂછ્યું: 'પણ તેમાં તમને શો ફાયદો થયો?'

'હા, એ કહેવાનું ભૂલી ગયો કેમ? એ પરથી દિવાન જોડે મારે વાત કરવાનો મોકો મળ્યો. એમની જોડે ઓળખાણ પણ કાઢ્યું. ખરું કહું તો ઓળખાણ તો હતું જ નહિ, પણ એમણે જે એકબે જણનાં નામ દીધા તેમની સાથે મેં સંબંધ બનાવી કાઢયો. અને એમ ને એમ અમારું ઓળખાણ વધતું ચાલ્યું. પછી તો આપણે દિવાનના ઘરમાં દાખલ થઇ ગયા. અને તું જાણે છે કે મોટા દરબારના દિવાનના ઘરમાં દાખલ થઈને ખાલી હાથે પાછો ફરે એ માણુસ કાં તો હેવાન હોય કે કાં તો સાધુ. અને હું સાધુ પણ નથી ને હેવાન પણ નથી. એટલે—' એમણે વાક્ય અધૂરું જ રાખી કહ્યું, 'માટે જ કહું છું કે દિવાનની દીકરીને આગગાડીમાં હિસ્ટીરિયા આવ્યો એ મારા જીવનનો સૌથી મોટો પ્રસંગ.'

આ પ્રમાણે પ્રત્યેક વ્યક્તિ પોતાના જીવનનો સૌથી મહત્ત્વનો પ્રસંગ કયો તે વિષેનો નિર્ણય પોતાના

અનુભવ તથા રુચિતંત્રને આધારે કરે છે.

હું અલ્પાત્મા. મારા જીવનમાં ખાસ મહત્ત્વના કોઈ બનાવ બન્યા નથી. છતાં છે તેવા મારા સીધા ને સાદા જીવનમાં પણ સ્થાયી ને દૃઢ અસર કરનારા પ્રસંગો નથી બન્યા એમ નહિ. અને એવા પ્રસંગોમાં સૌથી મહત્ત્વનો કયો? અમુક વ્યક્તિનો ગૃહમાં પ્રવેશ થયા પછી ભાગ્યની સીડીનાં પગથિયાં હું ઉત્તરોત્તર ચડતો જ ગયો હોઉં એવું મારા જીવનમાં, તે વ્યક્તિને ને મારે દુર્ભાગ્યે, બન્યું નથી. લોકોત્તર સૌન્દર્યનાં દર્શને હું ઘણી વાર મુગ્ધ બન્યો છું એ ખરું, પણ કોઈ દિવ્ય કે પાર્થિવ સુન્દરીએ મારા હૃદયપ્રદેશને સર કરી લઈ ત્યાં પોતાનું નિષ્કંટક સામ્રાજ્ય જમાવ્યું નથી. તેમજ કોઇ મોટા રાજ્યના દિવાન તો શું પણ દિવાનના સિપાઈ સાથે પણ મારે ઘરવટનો સંબંધ થયો નથી.

બીજાઓની પેઠે હું પણ જન્મ્યો, મોટો થયો, નિશાળે બેઠો, ભણ્યો, રમ્યો, પરીક્ષાઓમાં નાપાસ ને પાસ થયો; પરણ્યો, કંઈ કંઈ ફાંફાં મારી નોકરી મેળવવામાં સફળ થયો, એક છોડી બીજી ને બીજી છોડી ત્રીજી એમ જુદી જુદી નોકરી કરી અત્યારે કંઈક સ્થિર થયો છું. બીજાઓની પેઠે મેં પણ ટાઢ, તડકો ને વરસાદ વેઠયાં છે. દુનિયાએ કોઇક વાર મારી પીઠ થાબડી છે ને ઘણી વાર મને ધપ્પા પણ માર્યા છે. મારા

સામાન્ય જીવનના અદ્દ્ભુતતાથી અનંકિત એવા પ્રસંગોની હારમાળા મારી દૃષ્ટિ આગળથી પસાર થઇ જાય છે. કોઈક વાર અમુક પ્રસંગ મને સૌથી મહત્ત્વનો લાગે છે, તો બીજી વાર એ પ્રસંગનું મહત્ત્વ સરી જઈ અન્ય કોઈ પ્રસંગ એનાથી વધુ મહત્ત્વનો ભાસે છે. ત્રીજી વાર એ બંને પ્રસંગો સામાન્ય કક્ષાના બની જઇ ત્રીજો કોઇ પ્રસંગ અદ્દ્ભુત ગૌરવ ધારણ કરે છે ને ક્ષણ પછી એ મહત્તાવિહોણો બની એને સ્થાને કોઈ બીજો જ પ્રસંગ મહત્ત્વથી અંકિત બને છે. ગૂંચવાઈ જઇને હું એ વિષે વિચાર કરવાનું માંડી વાળું છું ને ગાઢ અંધકારમાં એકાએક વિદ્યુતનો ચમકાર થાય એમ એક પ્રસંગ મારા આગળ આવીને ઊભો રહે છે, અને મને લાગે છે કે મારા જીવનનો સૌથી મહત્ત્વનો બનાવ એ જ છે.

હું જેમ જેમ વિચાર કરું છું તેમ તેમ મારી ખાતરી થતી જાય છે કે એ કરતાં વધારે મહત્ત્વનો પ્રસંગ મારા જીવનમાં બન્યો નથી—બને એવો સંભવ પણ નથી. એના પછી તો અનેક પ્રસંગો મારા જીવનમાં બની ગયા છે. ખરું પૂછો તો, મારા જીવનની બધી જ ઘટનાઓ એના પછી બની છે, છતાં એનું મહત્ત્વ એવું ને એવું જ રહ્યું છે. મારા જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં એ પ્રસંગની અસર દેખાઈ આવે છે. સારે કે

માટે સર્વ પ્રસંગે એનું સ્મરણ આવશ્યક બને છે. શાળામાં દાખલ થતી વખતે, લગ્ન માટે કન્યા શોધતી વેળા, ખુદ લગ્નની વિધિ વખતે પણ, તેમજ નોકરી પ્રસંગે ને જિંદગીનો વીમો ઉતરાવતી વેળા એ પ્રસંગ સંભારી એના મહત્ત્વનો મારે સ્વીકાર કરવો પડયો છે. કોઈના પણ આશ્રયની અપેક્ષા ન રાખનાર ભગવાન કાળ પણ મારા પૂરતા તો એ પ્રસંગને આધારે ચાલી રહ્યા છે.

મને વિચાર આવે છે, એ પ્રસંગ ન બન્યો હોત તો? તો હું કયાં હોત, કેવો હોત, અરે! હોત કે નહિ તે પણ મારાથી કલ્પી શકાતું નથી. હું ને તમે ને આખી દુનિયા એ જ પ્રસંગને આધારે અત્યારે ગતિ કરી રહ્યાં છીએ એમ અતિશયોક્તિના જરા ય ભય વિના હું કહી શકું છું.

હું મહાપુરુષ નથી. મહાપુરુષનાં જીવનને ઘડનારા બનાવો મારા જીવનની ઘટનાઓથી વિલક્ષણ પ્રકારના છે એ હું વિના સંકોચે કબૂલ કરું છું. પરંતુ એ એક પ્રસંગ પૂરતું સામ્ય હું પ્રત્યેક મહાપુરુષ સાથે ધરાવું છું એમ કહેવું જોઈએ. અત્યાર સુધીના બધા જ મહાપુરુષોના જીવનમાં એવો બનાવ બન્યો હતો. એ પ્રસંગ બન્યો ન હોત તો એમનું મહાપુરુષત્વ સિદ્ધ જ ન થયું હોત. એ મહાન પ્રસંગ જેટલો મહાન પુરુષોને

ઘડવાના કાર્યમાં આવશ્યક નીવડયો છે તેટલો જ આવશ્યક એ મારા જીવનના ઘડતર માટે પણ નીવડયો છે.

પણ ખૂબીની વાત તો એ છે કે મારા જ જીવનનો એ પ્રસંગ હોવા છતાં, મારા જીવનનો અત્યંત મહત્ત્વનો એ પ્રસંગ હોવા છતાં, એ કયારે બન્યો, કયાં બન્યો, કેવી રીતે બન્યો તે કશું હું જાણતો નથી; એટલું જ નહિ, પણ એવો કોઈક બનાવ મારા જીવનમાં બની ગયો છે એનું મને ભાન પણ નથી. એની આસપાસ અદ્દભુત ગૂઢતાનું વાતાવરણ પથરાઈ રહ્યું છે. અભેદ્ય વિસ્મરણના અનેક થરો એના ઉપર વ્યાપી ગયા છે.

પરલોક, ઈશ્વર અને આત્માના અસ્તિત્વ માટે મુખ્યત્વે આપણને શબ્દપ્રમાણનો આશ્રય લેવો પડે છે તેમ મારા જીવનમાં એ મહત્ત્વના પ્રસંગ વિષે પણ હું કંઈક અનુમાન માત્ર કરી શકું છું. પણ એ માટેનું મુખ્ય પ્રમાણ તો શબ્દપ્રમાણ—આપ્તવાકય જ છે. એ આપ્તવાકયને આધારે જ હું પ્રસંગની કલ્પના કરી શકું છું.

અને એ પણ નવાઈની વાત નથી કે જે પ્રસંગને હું મારા જીવનનો સૌથી મહત્ત્વનો ગણું છું તેની ઘટનામાં મારો કંઈ પણ હિસ્સો નહિ, મારી કંઈ પણ જોખમદારી નહિ, એમાં મારી સંમતિ કે વિરોધનો

કશો જ અવકાશ નહિ?

મારા જીવનનો એ મહાપ્રસંગ તે મારો જન્મ.

મારા જન્મ તથા ત્યાર પછીનાં પાંચ વર્ષની હકીકત વિસ્મૃતિના ગાઢ અંધકારમાં છૂપાઈ રહી છે. મને એ કાળની કશી જ સ્મૃતિ રહી નથી. મારાં માતાપિતાની વાતચીત પરથી તેમજ એ કાળે મારા સમાગમમાં આવેલી વ્યક્તિઓના અહેવાલ પરથી હકીકતો ભેગી કરી એ કાળનાં ચિત્રો હું અહીં આલેખવાનો પ્રયાસ કરું છું.

ઘણા વખત સુધી મારા મનમાં એક ભ્રમ વસી ગયો હતો કે હું વ્યતિપાતમાં, વૈધરતમાં કે ગ્રહણ વખતે જન્મ્યો હોઇશ. એ ભ્રમ ઉત્પન્ન થવાનાં ઘણાં કારણો હતાં.

એક વખત અમે ચરોતરના એક ગામે અમારા સગાના લગ્નપ્રસંગે જાનમાં ગયા હતા. ત્યાંના નિવાસીઓની પાઘડી અમારાં બાલમંડળમાં કુતૂહલનું કારણ બની હતી. અમે એને ફૂટબોલ સાથે સરખાવતા અને અહીંના લોકો માથા પર ફૂટબોલ પહેરે છે કહીને મજાક ઉડાવતા.

એક સદ્‌ગૃહસ્થ મળવા આવ્યા. તેમને મેં પૂછયું: 'તમારી પાસે અટબોલકૂ છે?'

'અટબૉલકૂ તે શું?' એમણે કહ્યું.

'એક નવાઈની વસ્તુ છે.' મારી પાસે બેઠેલા સાથીએ જણાવ્યું.

'આ ગામમાં અટબૉલકૂ નથી મળતી?' ત્રીજા બાળમિત્રે પ્રશ્ન કર્યો.

'પણ એ અટબૉલકૂ તે શું?' પેલા સદ્‌ગૃહસ્થે પૂછ્યું.

'એમને સમજ પાડ' મારા એક મિત્રને મેં કહ્યું.

'તું જ સમજાવની!' એણે જવાબ દીધો.

"અટબૉલકૂ" એટલે "ફૂટબૉલ." અમે નવી બોલી કાઢી છે. જેમ ચની, સ્મની બોલી છે તેવી આ અમારી નવી બોલી છે. એમાં અમે પહેલો અક્ષર છેલ્લે મૂકી, તેને બદલે પહેલો "અ" મૂકીએ છીએ. "અટબૉલકૂ" એટલે "ફૂટબૉલ." મેં એમને સમજ પાડતાં જણાવ્યું.

'ત્યારે એમ સીધું બોલોની. ફૂટબૉલ તો અહીં શેના મળે? ફૂટબૉલ તો મુંબાઈમાં મળે.' સદ્‌ગૃહસ્થે કહ્યું.

'અહીં કેમ ન મળે? આ તમારા માથા પર જ છે ને!' એક જણ બોલી ઊઠ્યો ને અમે બધા હસતા હસતા ત્યાંથી નાસી ગયા.

પાછળથી જ્યારે એમની પાઘડીને અમે ફૂટબૉલ

કહીએ છીએ એની એમને ખબર પડી ત્યારે એણે અમારે માટે 'મારી હાહુના વ્યતિપાત કે વૈધરતમાં જન્મેલા દેખાય છે' એવી ટીકા કરી હતી.

અમારે ત્યાં એવો રિવાજ હતો કે બેસતા વર્ષને દિવસે સાંજે મહોલ્લાના ને ઓળખીતા ગૃહસ્થોને બોલાવી તેમને ચાપાણી આપવાં. ઘણાખરા નિમંત્રિત ગૃહસ્થો બીડીના શોખીન હતા. એટલે તંબાકુ પાંતરાં મંગાવી એમને માટે બીડીઓ વાળવાનું કામ અમને બાળકોને સોંપવામાં આવતું.

એક વખતે અમને એક તુક્કો સૂઝ્યો. બધાં પાંતરાંઓમાં અમે નાનકડા લવંગિયા ફટાકા મૂકી એવી રીતે બીડીઓ વાળી કે કોઈને સમજ ન પડે કે અંદર શું હશે. ચાપાણી પૂરાં થયાં પછી બધાને બીડીઓ વહેંચવામાં આવી. પ્રથમ અમારા મહોલ્લામાં મારકણા સ્વભાવને લીધે 'ગોધા'ને નામે ઓળખાતા એક ગૃહસ્થે બીડી સળગાવી છટાથી મોંમાં મૂકી ધૂમાડાના ગોટા કાઢવા માંડ્યા. બેત્રણ મિનિટ થઈ ને મોટા અવાજ સાથે બીડી એમના મોંમાંથી છૂટી થઈ સામે બેઠેલા ગૃહસ્થના ખોળામાં પડી. શું થયું એનો સૌ વિચાર કરી શકે તે પહેલાં બીજા એક ગૃહસ્થના મોંમાંથી પણ એવા જ અવાજ સાથે બીડીએ બહાર પડી પાસે બેઠેલા ગૃહસ્થનું ધોતિયું સળગાવવાનો

સફળ યત્ન કર્યો.

'અરે! આ શું? આ શું?' એમ બોલીને અમે કોલાહલ મચાવવા માંડ્યો, અને સાથે જ બીજી પાંચસાત બીડીઓ, હવાઇ ફૂટતી હોય તેમ, જુદી જુદી વ્યક્તિઓનાં અચાનક પહોળા થએલાં મુખમાંથી ધડાકો કરતી બહાર આવી છાપરું ભેદીને ઉપર ચડવા મથી રહી. એક અત્યંત સ્થૂલકાય પુરુષના મુખમાંથી બીડી આચકો મારી બહાર નીકળી ને એ જમીન પર આળોટી પડ્યા!

'કોઠી આડી ફાટી!' મારાથી બોલાઈ ગયું ને બધાનું ધ્યાન મારા પર પડ્યું.

'લવંગિયા ફટાકા છે તો નાના, પણ સાલા અવાજ કેટલો કરે છે!' કંઈ બોલવું જોઇએ ધારી હું બોલ્યો.

'ગોધા'ના ધ્યાનમાં વસ્તુસ્થિતિ આવી ગઈ. એણે મને બોચીમાંથી પકડી કહ્યું, 'બચ્ચા! આ તારું કામ કે? સાલ્લા! અમને ગધેડા બનાઈવા? બીડીની અંદર કોણે તેં લવંગિયા ફટાકા મૂઈકા'તા કે? યાદ રાખજે, બચ્ચા, તારી છાલ ઊખેડી ન નાંખું તો!' મને લાગ્યું મારું આવી બન્યું.

હું જવાબ દઈ શકું એવી સ્થિતિમાં પણ નહોતો એટલે નિરુપાયે માર ખાઈ લેવાનો વિચાર કરી, અંગાંગો ઢીલાં ને શિથિલ બનાવી, માર ખાતાં પહેલાં જ મરી

જવાનો ઢોંગ કરતો હોઉં તેમ નિશ્ચેષ્ટ બની ગોધાના હાથમાં હું પડયો રહ્યો! પણ આમ તો ગૃહસ્થો બહુ સારા હતા. 'હશે, બાળક હોય તો તોફાન પણ કરે. એમા શું?' 'છોકરાં તોફાન નહિ કરે તો શું આપણે કરશું?' એવાં એવાં, મને પુલકિત કરતાં વાકયો બોલી મને 'ગોધા'ની નાગચૂડમાંથી ત્રણચાર જણે ભેગા મળી મુક્ત કર્યો.

'આ વારકી જવા દઉં છ, જા સાલ્લા! સાલ્લો ઘરણને દહાડે જનમ્યો લાગે છ.' કહીને હડસેલો મારી ગોધાએ મને દૂર કર્યો.

આવા કેટલાક પ્રસંગો પરથી હું વ્યતિપાત કે વૈધરતમાં કે ગ્રહણને દહાડે જન્મ્યો હોઈશ એવી શંકા મારા મનમાં ભરાઈ બેઠી હતી. પણ એ બાબતમાં શાસ્ત્રીય (અર્થાત પૂર્વગ્રહોથી મુક્ત એ પ્રકારે) તપાસ કરવાને પરિણામે મારી ખાતરી થઈ છે કે હું જન્મ્યો તે દિવસે નહોતો વ્યતિપાત, નહોતો વૈધરત કે નહોતું ગ્રહણ.

**નોંધ**

હવે ૧૦૩થી ૧૧૬ સુધીનાં અને તે પછી ૯૦થી ૧૦૨ સુધીનાં પાનાં અને તે પછી પાન ૧૧૭થી આગળ વાંચશોજી.

# અધ્યાય ૨જો

**जन्माद्यस्य यतः – જેને લીધે એનાં જન્મ વગેરે છે.**

"પણ અંદર ભરાયું છે કોણ તે જરા જુઓ તો ખરા !"

"મારી જોડે કોઈ આવતું હોય તો હું અંદર જાઉં" એક આધેડ વયના ગૃહસ્થે આસપાસ જામેલા ટોળા તરફ આતુરતાથી જોતાં કહ્યું. પણ ટોળામાંથી કોઈએ પણ એમની જોડે જવાની વૃત્તિ દર્શાવી નહિ.

"ના, હું તમને તો નહિ જ જવા દઉં," એમનાં સ્થૂલકાય પત્નીએ, આસપાસ ટોળામાં ઊભેલાં મનુષ્યોની શરમ રાખ્યા વિના, એમને લગભગ વળગી પડીને રડતે રાગે કહ્યું.

વાત એમ બની હતી કે અમારી પાડોશમાં રહેતાં યુવાન દંપતી જમી પરવારીને ગપ્પાં હાંકતાં આગલા ખંડમાં બેઠાં હતાં. એટલામાં ઘરના પાછલા ભાગમાં આવેલા એમના શયનખંડ અથવા તિજોરીના અંધકારગ્રસ્ત ઓરડામાંથી કંઈ અવાજ સંભળાયો. પહેલાં તો ઘોડિયામાં સૂતેલી નાની છોકરીનો અવાજ હશે એમ

ધારી, 'મોઈ, પાંચ મિનિટ પણ ઠરવા દેતી નથી' એમ બબડીને ગૃહિણીએ એ ઓરડા તરફ જવા માંડયું. પણ અવાજ નાના બાળકનો નહિ, પણ જુદી જ જાતનો છે એવી પ્રતીતિ થતાં એ થોભી ગયાં ને ગૃહપતિને ઉદ્દેશીને બોલ્યાં, "જરા જુઓની, એ કોણ છે."

ગૃહનાથે બેઠાં બેઠાં જ બૂમ પાડીને કહ્યું, 'અરે ! કોણ છે એ ?' પણ જવાબ ન મળ્યો એટલે જરા મોટે અવાજે પણ સ્થાનભ્રષ્ટ થયા વિના જ કહ્યું, "કોણ ભરાયું છે અંદર ?" તેનો પણ જવાબ ન મળ્યો.

થોડી વાર પછી તિજોરીનાં બારણાં ઉઘાડવાનો કોઈ પ્રયત્ન કરતું હોય એવો અવાજ આવવા લાગ્યો એટલે ધીમે પગલે તિજોરીના ઓરડા આગળ જઈને એમણે બહારથી નજર નાંખી તો કોઈનો ઓળો હાલતો હોય એમ દેખાયું. એ દેખાવ જોઈને, આવ્યા હતા તે કરતાં પણ બમણી ઝડપથી એ પાછા ફર્યા અને ગૃહિણીને પોતે જોએલી હકીકતનું ભયમિશ્રિત અવાજે નિવેદન કર્યું.

નાની છોકરી, તિજોરી ને ભેદી વ્યકિતને અંધારા ઓરડામાં રહેવા દઈ તરત જ દંપતી અને એમનાં બે બાળકો ઘરની બહાર નીકળી આવ્યાં ને મોટેથી 'ચોર ! ચોર !' એમ બૂમ પાડવા મંડયાં. 'હરામખોર ! બહાર નીકળ !' તારા હાડકાં ના રંગી નાખું તો મારું નામ નહિ !' ગૃહપતિએ ઘરથી બને તેટલા દૂર ઊભા રહી ઓરડામાં

ભરાએલી વ્યક્તિને બહાર નીકળવાનું આવાહ્નન આપ્યું પણ એ આવહ્નનનો સ્વીકાર કરવાની એ વ્યક્તિની ઈચ્છા હોય એમ દેખાયું નહિ એટલે ગૃહિણીએ મહોલ્લાના ગૃહસ્થને સંબોધીને 'અરે ! કોઈ આવોની ! મારી તો છોકરી અંદર ઓરડીમાં પુરાઈ ગઇછ ને અંદર ચોર ભરાયોછ' એવી મતલબની કાકલુદીભરી વિનંતી કરવા માંડી અને એમનાં બંને બાળકો ચીસ પાડી પાડીને અર્થને ભોગે ધ્વનિનો સબળ ને સુંદર વિકાસ સાધી રહ્યાં.

થોડી વારમાં 'શું છે ? શું છે ?' પૂછતું લોકોનું ટોળું ઘર આગળ જામી ગયું.

કોઇએ કહ્યું, 'અંદર ચોર ભરાયો છે.'

બીજાએ જણાવ્યું, 'ના, ચોરબોર કંઇ નથી, એ તો કોઈનું ખૂન કરી એક પીધેલો લોહી નીતરતી છરી સાથે અંદર ભરાઈ ગયો છે.'

ત્રીજાએ કહ્યું, 'ધાડપાડુ હશે, ધોળે દહાડે તે ચોર આવે ?'

લોકોની કલ્પનાશક્તિ આમ સતેજ થતી ગઈ, પણ અંદર જવાની હિંમત એ સાથે જ મંદ પડતી ગઈ. ધીરે ધીરે ટોળું ને કોલાહલ બંને વધતાં ગયાં. છતાં એ અવાજને ભેદીને પણ તિજોરીના ઓરડામાં થતો ખખડાટ બહાર સંભળાતો, ને સાંભળનારા, 'તિજોરી

તોડ છ–સાળો!' 'અરે! કોઈ મારી સાથે આવે તો અંદર જઈને સસરાને ત્યાં જ પૂરો કરી નાંખું!' 'એઈ અંદર સું ભરઈ બેઠો છ? બહાર નીકલ, બચ્ચા! તારી ખાલ ઊખેડી નાઈખા પાખી છોડું તો કહેજે કે સુરતની કમાનમાં પણ કોઇ મઈલો'તો!' ઈત્યાદિ વચનો વડે અંદર ભરાએલી વ્યક્તિને પોતાના અસ્તિત્વનું ભાન કરાવવા પ્રયત્ન કરતા હતા. પણ તેની કંઈ પણ અસર એ વ્યક્તિ પર થતી નહિ. એ તો નિશ્ચિંત રીતે પોતાનું કામ કર્યા કરતી હોય એમ લાગતું હતું.

આમ ને આમ બીજો અર્ધો કલાક વીતી ગયો; પણ ટોળાની સંખ્યા સિવાય બીજી કોઈ બાબતમાં પ્રગતિ થઈ શકી નહિ. એટલામાં મધ્યાહ્નની વામકુક્ષી કરતાં મારાં દાદી કોલાહલથી જાગ્રત થઈને કંઈક ભાગે કુતૂહલ ને મોટે ભાગે રોષથી પ્રેરાઈને ત્યાં આવી પહોંચ્યાં.

"આ માયડું છ સું? થાયકાપાયકા કોઈને બે ઘડી સૂવા દેશો કે નહિ?"

"ઓ મોટી મા! મારી તો છોકરી ઘરમાં રહી ગઈ છ ને અંદર ચોર ભરાયો છ!" ગૃહિણીએ મારાં દાદીને જોઈને મોટે અવાજે રોતાં રોતાં કહ્યું.

"તે એમાં પોક સું મૂકે છ? આટલાં બધાં ભેગાં થયાં છ તે પકડીને કાઢોની બહાર."

"પણ કોઇ અંદર જતું નથી ને મારી છોકરી તો બીકથી છળી મરશે."

"આટલા બધાંમાંથી કોઈ અંદર જતું નથી ?" મારાં દાદીએ કહ્યું ને લોકો સામું જોઈને ઉમેર્યું, "ચોળી પહેરો ચોળી સૌ."

પણ આ મેણાની અસર લોકો પર થઈ નહિ એટલે એ બોલ્યાં, "લાવ, કોઈ નહિ આવે તો હું જાઉં. પણ મારી આંખે બરાબર સૂઝતું નથી. કોઈ મારી જોડે આવે તો હમણાં ચોરને ચિચોટિયું પકડીને અહીં લાવું."

પણ મારા દાદીમાનાં આ નિમંત્રણનો સ્વીકાર કરવા કોઈ ઉત્સુક જણાયું નહિ. આખરે એક સાતઆઠ વર્ષની બાલિકા તૈયાર થઇ. "ચાલો માજી, હું તમારી સાથે આવું"

"ચલ દીકરી, મારો હાથ ઝાલ" કહી મારાં દાદી એ બાલિકાનો હાથ ઝાલી ઘરમાં દાખલ થયા.

'હવે કોણ જાણે શું થશે' એવી આશંકા સેવતું ટોળું શ્વાસ થંભાવીને ઉઘાડે મોંએ ને અનિમેષ નેત્રે ઘરના સામું જોતું એકદમ શાંત થઈ ઊભું રહ્યું. થોડી વાર ગાઢ શાંતિ વ્યાપી રહી. પછી ઘરના છેક અંદરના ભાગમાંથી ચારપાંચ વ્યક્તિઓ દોડાદોડ કરી રહી હોય એવો અવાજ સંભળાવા લાગ્યો. "મોટીમાને કંઈ થશે તો હું દુનિયાને મોં શું બતાવીશ ?" પ્રગાઢ શાંતિને

વીંધતો ગૃહપતિનો અવાજ સંભળાયો અને અત્યાર સુધી મૂગાં રહેલાં મોં એકદમ વાચાળ બની જાતજાતની કલ્પના કરવા મંડી પડયાં. આમ ને આમ પાંચસાત મિનિટ વીતી ગઈ ને "આ રહ્યો ચોર તમારો !" કહેતાં મારી દાદી એક બકરીને કાન પકડી બહાર ખેંચી લાવ્યાં. ટોળામાં ભયને સ્થાને ઉપહાસની વૃત્તિ ઊભરાઈ ગઈ ને જાણે પોતે બધા બહાદુર હોય તેમ ઘરના માલિકને દરેક જણ, "અરે ! મારા ભાઈ, એક બકરીથી આટલા બી મર્યા ને અમને નકામી તકલીફ આપી" કહી ઠપકો દેવા લાગ્યું. "તે તમે બધા મરદ મુવા'તા તો અંદર જતાં સું ધાડ ખાતી'તી ? હવે એને બચારાને કહેવા બેઠા છ તે જાતનો તો વિચાર કરો ! જાઓ તમે ધણીધણિયાણી ઘરમાં ને હવેથી પાકે પાયે તપાસ કયરા વગર નકામી ધાંધલ મચાવશો નહિ." મારાં દાદીમાએ કહ્યું, ને એમની સાથેની આલિકાને બતાવી ઊમેર્યું, "તમારા સૌ કરતાં તો આવડી છોકરી પણ બહાદુર કે મારી જોડે તરત આવી."

મારાં દાદી જેને કાન પકડીને લાવ્યાં હતાં તે નિર્બલ ને નાનકડી બકરી હતી કે હૃષ્ટપૃષ્ટ ને પ્રચંડકાય બકરો એ વિષે અમારા મહોલ્લામાં થોડા દિવસ વાદ-વિવાદ ચાલ્યો ને પછી એ બનાવ લોકસ્મૃતિમાંથી વિસરાઈ ગયો. પરંતુ મારાં દાદીના મનમાં એની અસર

જુદી જ રીતની થઇ. જે બાલિકા એમનો હાથ ઝાલી એમની સાથે ઘરમાં ગઇ હતી તેની બહાદુરી પર એ વારી ગયાં ને કંઇ કંઈ નિમિત્તે એને પોતાને ત્યાં બોલાવવા લાગ્યાં. મારા પિતાનો વિવાહ એક સ્થળે કરવાનું નક્કી થઈ ગયું હતું, અને તે મારાં દાદીએ જ નક્કી કર્યું હતું પરંતુ હવે એમનો વિચાર બદલાઈ ગયો.

"આપણી ન્યાતની જ છે. મકું જે સાંભળો છ કે ? મારાં દાદીએ અર્ધનિદ્રિત અવસ્થામાં હિંચકા પર બેઠેલા મારા દાદાને ઉદ્દેશીને કહ્યું.

'હેં ?' ઊંઘી જવું કે જાગતા રહેવું એનો નિર્ણય કરવામાં ગૂંથાઈ ગએલા મારા દાદા ચમકીને બોલી ઊઠયા ને એમના પગ પાસે જ હિંચકા પર બેઠેલી બિલાડી, દાદાના ચમકવાનો એને પણ ચેપ લાગ્યો હોય તેમ, એક કૂદકો મારીને ઊતરીને દોડવા લાગી તેને જોવા લાગ્યા.

'મેં કહ્યું કે આપણી જ ન્યાતની છે,' દાદીએ કહ્યું.

'કોણ ? આ બિલાડી ?' કંઈક કુતૂહલતાપૂર્વક મારા દાદાએ પૂછ્યું.

'તમને કોણ જાણે આ સી કટેવ પડીછ તે વારે-વારે મશ્કરી જ સૂઝે છે.'

'પણ મસકરી હું કરું છ કે તું કરે છ ?'

'મેં સી મસકરી કરી વારુ ?'

'કેમ મને નકામો આ બિલાડી આપણી ન્યાતની છે એટલું કહેવા માટે જ જગાડી માયરો તે મસકરી નહિ તો બીજું સું ?'

'પણ હું બિલાડીની કાં વાત કરું છ ?'

'તારે ? અહીં બીજું તો કોઈ નથી.'

'હું કહું છ તે પૂરું સાંભળો તો ખરા.'

'હા બોલ,' કહી મારા દાદાએ જરા દૂર પડેલો પાનનો ડબ્બો લઈ પાન બનાવવા માંડયું.

'હું એમ કહેતી'તી કે આ સિવગરીની ત્રીજી છોકરી નમુ તી'દાડે અહીં આવી'તી તે આપણી ન્યાતની જ છે.' મારા દાદીએ વાતનો ઉપક્રમ કરતાં કહ્યું.

'એમાં તે નવું શું કહ્યું ? સિવગવરી ને એનો વર આપણી ન્યાતનાં છે એટલે એનાં છોકરાં પણ આપણી ન્યાતનાં જ હોય ને ?'

'વળી પાછી મસકરી કરવા માંડી ?'

'એમાં મસકરી કાં આવી ? સિવગવરીની ત્રીજી છોકરી આપણી ન્યાતની છે એમાં કહેવાનું સું હતું કે તેં મને જગાડી માયરો ? એમ તો એની બીજી બે છોકરી પણ આપણી ન્યાતની જ છે.' પાનનો ડૂચો મોંમાં મૂકી હિંચકા પર બેઠા બેઠા બારી બહાર

પિચકારી મારતા મારા દાદાએ કહ્યું.

'તમને તો પાન ચાવવા ને જેની તેની મજાક કચરા કરવી તે સિવાય બીજો કંઈ ધંધો જ નથી."

'ના પણ તું બરાબર કહે તારે સમજ પડે કે ની?'

'પણ મને બોલવા જ કાં દો છ?' કહી દાદીએ રિસાઈને જતા રહેવા માંડયું.

'ના, ના; હવે હું વચ્ચે નહિ બોલું. તું વાત પૂરી કર.'

'હું એમ કહેતી'તી કે આ સિવગરીની છોકરી બહુ ચબરાક ને બહાદુર છે. મારી તો એ આંખમાં વસી ગઈ છે.'

'હં.'

'હં સું? તમે તો કોઈ વાતમાં રસ જ નથી લેતા.'

'અરે વાહ રે! લઉં છ ને–એ છોકરી સારી છ– પણ તેનું છે સું?'

'તે મને એમ થાય છ કે આપણા કીકાને માટે એને લીધી હોય તો?" (કીકો એ મારા પિતાનું લાડનું નામ હતું.)

'અરે! પણ તું તો ગંગાગવરીની છોકરી માટે નક્કી પણ કરી આવી છ ને! તેને સું જવાબ દેસે? ગંગા તો તને ને મને બન્નેને ખાઈ જાય એવી છે.'

'એ તો હું એને સમજાવી દઈસ. એનું ઠેકાણું પણ મેં સોધી રાયખું છ.'

'પણ તારું સોધેલું ઠેકાણું ગંગા કબૂલ કરવાની'તી ?'

'કેમ નહિ કરે ? જખ મારીને કરસે.'

'પણ એની છોકરીમાં કંઇ વાંધો છે ?'

'વાંધો તો સું હોય ? પણ મને આ વધારે ગમી ગઈ છ. અને એમ જુઓ તો વાંધો છે પણ ખરો. છોકરીનું કાઠું બહુ મોટું છે ને દાડે દાડે કેટલી વધે છ ! આપણો કીકો એના કરતાં નાનો દેખાય છ તે હીણવરું નહિ પડે ?'

'પણ મને લાગતું નથી કે ગંગા એમ માની જાય.'

'એ મારા હાથમાં. પણ તમને કેમ લાગે છ ?'

'મને તો લાગે છ તે કહ્યું કેની કે ગંગા માનસે નહિ.'

'હું એ નથી પૂછતી. હું પૂછું છ કે સિવગવરીની છોકરી લઈએ તો કેમ ?'

'છોકરી છે તો સારી પણ—'

'એમાં પણ સું ? સારી છોકરી હોય તો જવા સું કામ દેવી ?'

'એમાં બે વાંધા છે.'

'તમને જેમાંતેમાં વાંધા જ કાઢતાં આવડેછ.'

'તું પૂછેછ તારે કહું છ.'

'હા. પણ વાંધા હસે તો તેના ઉપાય પણ હસે જ કેની? કો'ની શું વાંધા છે?'

'એક તો જાણે એ કે આપણે ગંગાને વચન આપી ચૂકયા છ'

'અરે! વચન સેનું? ને આયપું હોય તો યે સું? આપણે કંઈ હરિસચંદ્ર થોડાછ!'

'ને બીજું, સિવગવરી એની છોકરી આપણા છોકરાને આપસે એની ખાતરી સું?

'એ તો ખાતરી મેં કરી લીધી છ. આપણી બાજુમાં જમનાને તાં કામ કરવા મંછા આવે છ ને તેની ભત્રીજી સિવગવરીને તાં કામ કરવા રહી છ તેની જોડે મેં ચોખો ચંપાવી જોયો છ. આપણી મરજી હસે તો સિવગવરી ના નહિ કહે. ને એને પોતાની છોકરી માટે આવો વર કાં મળવાનો છ?'

'તા'રે થાય એમ હોય તો કર.'

'પણ તમે રાજી થસો કેની?'

'હાસ્તો. કેમ નહિ?'

મારા દાદી પુરુષ થયાં હોત તો કોઈ પણ રાજ્યના દિવાન તરીકે દીપી નીકળ્યાં હોત એમ એના સમાગમમાં

આવેલા સર્વ કોઇનો અભિપ્રાય છે. એમનામાં સામ, દામ, દંડ, ભેદ આદિ સર્વ ઉપાયો યોજવાની, ષડ્યંત્રો ગોઠવવાની ને ધાર્યું કામ કઢાવી લેવાની અપૂર્વ કુનેહ હતી. એ કુનેહનો આ પ્રસંગે એમણે બરાબર ઉપયોગ કર્યો. પ્રથમ તો મારા પિતાના જન્માક્ષર ગંગાગૌરીને ત્યાં હતા ત્યાંથી તે તેમજ એની પુત્રીના જન્માક્ષર પણ, 'કાસીથી મોટા જોસી આયવા છ તેને બતાવવા છ' કહીને મંગાવી લીધા. પછી બેચાર જોશીઓને સાધી 'છોકરા ને છોકરીના ગ્રહ મળતા નથી, શાંતિ કરાવો તો પણ કંઈ વળે એમ નથી' એવો અભિપ્રાય એમના તરફથી પ્રગટ કરાવ્યો. પહેલાં તો ગંગાગૌરીએ મચક ન આપી. પણ પછી એમણે પોતે જ આવીને એક દિવસ દાદીને કહ્યું, 'મણિ, તને ખોટું ન લાગે તો કહું.'

'કહેની, તું કહે તેથી મને કોઈ દા'ડો પણ ખોટું લાગે ?'

'મેં તારા કીકાના ને મારી ચિમુના ગ્રહ અમસ્તો જ એક સારો જોસી અમારે ત્યાં આવી ચડેલો તેની પાસે જોવડાયવા. તે કહે કે ગ્રહ બિલકુલ મળતા નથી. મેં તો કંઈ માયનું નહિ. પણ છોકરીના કાકા બીજા ત્રણેક જોસીને બતાવી આયવા, તે તણ્ણેએ પણ એવું જ કહ્યું. એટલે હવે મને જરા મનમાં વસવસો પેઠો છ કે કરીએ ને કંઇ માઠું થાય તો પછી જાણી જોઈને

ખાડામાં પડવા જેવું કર્યું તે કરતાં ન કર્યું હોત તો સારું એમ લાગે. એટલે મે'કું કે લાવ જરી મણિને કાને તો વાત નાંખું. પછી એનો જેવો વિચાર.'

'તેં બહુ સારું કર્યું. આપણે તો છોકરાંઓનું ભલું થાય તે જોવાનું. એમ તો તારી ચિમુને કંઇ વરની ખોટ પડવાની છે? ને મારો કીકો યે કુંવારો નહિ મરી જાય. પણ જાણી જોઇને કૂવામાં કોણ પડે?— પણ હેં? બધા જ જોસીએ એમ કેમ કહ્યું. આપણે પહેલ્લાં બતાયવા'તા તા'રે તો સારા મળે છ એમ કહ્યું'તું.'

'કોણ જાણે! એની કંઇ ભૂલ થઈ હસે. પણ હવે બધા જોસી કહે છ એટલે સું થાય? હસે! મારી છોકરીના નસીબમાં જેવો હસે તેવો વર મળસે.'

'અરે! એમ ગભરાય છ સું કામ? હું સોધી આપીસ. આ મારી ભત્રીજીનો છોકરો હમણાં જ રાંયડો છ ને એની ઉંમર પણ કંઇ બહુ મોટી નથી. ખાધેપીધે સુખી છે. તું કહેતી હોય તો વળી મમરો મૂકી જોઉં.'

'તો તો તારો પાડ કોઈ દા'ડો નહિ ભૂલું.'

આમ મારા દાદીએ એક કાંકરે બે પક્ષી પાડયાં. ગંગાગવરીની છોકરીને માટે સારું ઠેકાણું શોધી આપ્યું, પોતે આપેલા વચનમાંથી માનભેર મુક્તિ મેળવી ને મારા પિતાને માટે પોતાને ગમતી કન્યા આણી.

ભદ્રંભદ્રના સહવાસે કુશાગ્ર બુદ્ધિ બનેલાં અંબારામે એક સ્થળે એવી મતલબનું વિધાન કર્યું છે કે, શું છે ને શું નથી એ એવી ગહન વસ્તુ છે કે કંઇ નથી એમ કહેવાની હિંમત મહાપુરુષો સિવાય બીજા કોઇની ચાલતી નથી. એથી યે એક ડગલું આગળ જઇને આપણે કહી શકીએ કે કદાચ એવી હિંમત કરે તો વધારે પડતી હિંમત કરે છે એમ કહેવું જોઈએ. વર્તમાન કાળ માટે કોઈ પણ પ્રકારનું નિશ્ચયાત્મક વિધાન કરવું ખોટું છે, ભૂતકાળની વાતો સંશોધકો ને ઇતિહાસકારો કહે છે તેમાં કેવા છબરડા વાળે છે તે આપણે જોઈ ગયા. ભૂત અને વર્તમાન માટે એમ કોઈ પણ પ્રકારનું નિશ્ચયાત્મક વિધાન કરવું જો મુશ્કેલ હોય તો ભવિષ્ય માટે કંઈ પણ કહેવું એ કેટલું જોખમભરેલું છે તે સહેજે સમજી શકાય એમ છે. અલબત્ત જેનો ધંધો પડયો હોય તેઓ—જોષીઓ—ભલે ભવિષ્યની વાત કરે. એમને સંબંધ પૈસા સાથે હોય છે—સત્ય સાથે નહિ. અને પૈસા માટેની કોઇ પણ પ્રવૃત્તિ પ્રશસ્ય ન ગણાય. પરંતુ જેને આર્થિક લાભાલાભનો વિચાર કરવાનો નથી, પરંતુ કેવળ સત્યનો જ વિચાર કરવાનો

છે તેઓ તો ભાવિ વિષે મૌન સેવવું જ ઉચિત માને છે.

આમ છતાં વિચારકો ને પંડિતો કારણ પરથી કાર્યની કલ્પના કરી શકે છે. અમુક બનાવ બન્યો તેનું પરિણામ આમ જ આવવું જોઈએ એમ એઓ કહે છે. નિસર્ગના નિયમો અચળ છે એમ કહીને એ નિયમ મુજબ શું થયું છે તે જોઈને શું થશે તેની એઓ કવચિત આગાહી કરે છે. પરંતુ નિસર્ગના નિયમો અચળ હોવા ઉપરાંત અવળચંડા પણ છે, તેથી કે નિસર્ગના નિયમો અચળ છે તેટલું જ જ્ઞાન હોવા ઉપરાંત એ આગાહી કરનારને તે નિયમો શા છે તેનું જ્ઞાન ન હોવાને કારણે એમની આગાહી વારંવાર ખોટી પડે છે. મને યાદ છે કે એક વાર અમારે ત્યાં એક સૂકલકડી, માંદલા જેવો દેખાતો બ્રાહ્મણ જમવા આવ્યો હતો. તેણે ત્રણ જણાની રસોઈને પોતાના ઉદરમાં સમાવી તે જોઈને કુદરતના કાનુન અનુસાર મેં 'એને જરૂર અપચો થશે' એવું ભવિષ્ય ભાખ્યું હતું. પણ એને કંઈ ન થયું અને મને અગ્નિમાંદ્યની પીડા ભોગવવી પડી હતી. હમણાં છએક મહિના પર અમારી પડોસમાં રહેલું એક બાળક વારંવાર અમારે ત્યાં આવી નળ ખોલીને નહાવા બેસી જતું તેને મેં 'વારેવારે નાહ્યા કરે છે તે શરદી થઈને તાવ આવશે' કહીને ધમકાવ્યું હતું. મેં આ ધમકી આપી તે પછી અર્ધા જ કલાકમાં મને શરદી થઈ. આજ છ

મહિના થયા બાળકને જરા પણ શરદી થઈ નથી, ને નજીકના ભવિષ્યમાં થશે એવું કોઈ ચિહ્ન પણ દેખાતું નથી. જો કે હજી યે એ દહાડામાં દસબાર વખત નળ પર જઈને નહાઇ આવે છે ને કંઈ પણ ન કરવા છતાં મને છેલ્લાં છ મહિનામાં અગીઆર વાર શરદી થઈ હતી! મારા મિત્રના ઘરના ઓટલા આગળ કૂતરાએ ખાડો ખોદ્યો હતો તે પૂરી નાખવા માટે મેં એમને આગ્રહ કર્યો ત્યારે 'ખાડો ખોદે તે પડે' એ નિયમ વિષે શ્રદ્ધા રાખી એમણે ખાડો પૂર્યો નહિ. પરિણામે ખાડો ખોદનાર નહિ, પણ એ પોતે એમાં પડયા અને ખાડામાં નિરાંતે સૂતેલું કૂતરું એમને કરડયું તે નફામાં.

પરંતુ કારણ પરથી કાર્યના અનુમાન—બહુધા ખોટા અનુમાન—કરીને માણસને સંતોષ થતો નથી. કાર્યકારણના નિયમો વિષે એને એટલી બધી શ્રદ્ધા છે કે સવળે પગે ચાલતાં યે જ્યાં આડે રસ્તે ઊતરી જવાનો એને અનુભવ થયો હોય છે ત્યાં અવળે પગે ને ઊંધે મોઢે પીછે હઠ કરતાં પણ એ ગભરાતો નથી!

કારણ પરથી કાર્યની આગાહી કરી શકાય છે તો કાર્ય જોઇને તે પરથી કારણની પણ કલ્પના થઈ શકે એમ માનીને અમુક બનાવનાં કારણો શોધવા માણસો મથે છે. જોશીઓ જન્માક્ષર કે હસ્તરેખા પરથી ભવિષ્યનું જ કથન નથી કરતા પણ ભૂતકાળને પૂર્વ જન્મની વાતો પણ કરી શકે

છે. તેમ કાર્યકારણના નિયમોના અભ્યાસીઓ કારણ પરથી કાર્ય, ને કાર્ય પરથી કારણ એમ–બંને માર્ગે યથેચ્છ વિચરે છે. કાર્ય પરથી કારણ શોધી કાઢવાના એવા પ્રયાસને પરિણામે જ ધર્મશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, આયુર્વેદ આદિ અસ્તિત્વમાં આવ્યા છે. જગતને જોઈને એનાં કારણની કલ્પના કરતાં કરતાં મનુષ્યે ઈશ્વરને શોધી કાઢયો. જગત એ ઘણાંને કોયડા જેવું, મહાપ્રશ્ન સમું લાગે છે. પણ ખરી રીતે જોતાં એ કોયડો નથી એ જવાબ છે અને તે કયા પ્રશ્નનો છે તેની શોધમાં પંડિતો પડયા છે અને જવાબ જોઈને કયા દાખલાનો આ જવાબ છે તે શોધી કાઢવાની રમતને પરિણામે એમણે ઈશ્વરની, માયાની, 'પ્રોટોપ્લેઝમ'ની,'ઉત્ક્રાંતિવાદ'ની એમ કંઇ કંઇની શોધ કરી નાંખી છે. હંમેશાં માબાપની આજ્ઞા ઉઠાવનાર બાળક સ્વપ્નામાં એમનું ખૂન પણ કરે છે તે જોઈને માનસશાસ્ત્રના આચાર્યે અજ્ઞાત માનસ શોધી કાઢયું ને એ અજ્ઞાત પ્રદેશમાં છેક ખૂણે ખાંચરે પડી રહેલી ચિત્રવિચિત્ર ગ્રંથીઓને બહાર આણી. વ્યવહારમાં પિતાને પૂજ્ય લેખનારો બાળક ખરી રીતે જોતાં પોતાના પિતાનો હરીફ હોય છે–પિતાને સ્થાન-ભ્રષ્ટ કરી પોતે જ માતાના પ્રેમનું એક માત્ર પાત્ર થવા માગતો હોય છે. ને તેથી ઊંડે ઊંડે એના મનમાં પોતાના પિતાનું કાસળ કાઢી નાંખવાની ઇચ્છા રહી હોય છે તે સ્વપ્ન દ્વારા મૂર્ત થાય છે અને આમ બહારના

વ્યવહારમાં આજ્ઞાંકિત દેખાતો પુત્ર અંદરખાનેથી બેઠો નહિ પણ સૂતો બળવો (નિદ્રા ને સ્વપ્નાની સહાય વડે) પોતાની વિરુદ્ધ કરી રહ્યો હોય છે એની પિતાને ખબર પડતી નથી, એટલું જ નહિ એ બાળક પોતે પણ જાણતો હોતો નથી.

આ કારણ પરથી કાર્ય ને કાર્ય પરથી કારણ એવી આગળ પાછળની શોધમાં માત્ર પંડિતો ને વિચારકો જ નહિ પણ આપણા જેવા સામાન્ય માણસો પણ અટવાયા કરે છે.

મારા એક પરિચિત ગૃહસ્થ શહેરમાં આગ લાગી હતી તે જોવા ગયા હતા. ત્યાંથી આવ્યા પછી એમનું ગળું સખ્ત રીતે આવી ગયું. એઓ ડૉકટરને ત્યાં ગયા. એણે એમનું એકલું ગળું જ નહિ, પણ આંખ, કાન, નાક, પેટ, છાતી, વાંસો, માથું, જીભ ને ગજવું પણ તપાસીને કહ્યું, 'તમારું ગળું બહુ ખરાબ થઈ ગયું છે.'

'તે તો હું જાણું છું, સાહેબ, પણ મારે કરવું શું તે કહો' દરદીએ કહ્યું.

'અધીરા ન થાઓ. હું કહું છું તે સાંભળી લો. જો બરાબર સંભાળ નહિ લો તો ઓપરેશન કરાવવું પડશે.'

'હેં! ઓપરેશન?' ઓપરેશનનું નામ સાંભળીને

જ ક્લોરોફોર્મની અસર થવા માંડી હોય એવા અવાજે એ ગૃહસ્થે પૂછ્યું.

'સાંભળો તો ખરા. ચાંપતી દવા કરશો ને ખાવા-પીવામાં બરાબર સંભાળ રાખશો તો ઓપરેશનની જરૂર નહિ પડે.'

'તમે સાહેબ, કહેશો તે કરીશ.'

'જુઓ હું દવા આપું છું તે નિયમિત રીતે દહાડામાં ચાર વાર પીવાની. એ ઉપરાંત હું પડીકા આપું છું તે ગરમ પાણીમાં ઓગાળી તેના દિવસમાં દશ વાર કોગળા કરવાના. ખાવામાં તીખું, ખારું, ખાટું, નહિ, પણ સાદો ને હલકો ખોરાક લેવાનો. અને દિવસમાં પાંચ કે છ જ સીગરેટ પીવી—તેથી વધારે નહિ.'

ડૉકટરની સૂચનાનું અક્ષરશઃ પાલન કરવાં છતાં એમનું ગળું વધારે ને વધારે બગડતું ગયું. ચાર-પાંચ દિવસ પછી ડૉકટરે કંટાળીને પૂછ્યું, 'આમ કેમ? હું સારામાં સારી દવા આપું છું ને તમારું ગળું સુધરવાને બદલે ઊલટું બગડતું કેમ જાય છે.? તમે મારી સૂચના મુજબ ચાલતાં ન હશો. ખાવાપીવામાં કંઇ ઘોટાળો કરતાં હશો.'

'નહિ સાહેબ', દરદીએ જવાબ દીધો; તમારી સૂચના મુજબ જ ચાલું છું. તમે જે કહ્યું છે તે બધું બરાબર કરું છું. જો કે સિગારેટ પીતાં મને બહુ

મુશ્કેલી પડે છે.'

'કેમ ગળામાં દુઃખ વધારે થાય છે ?' ડૉકટરે પૂછ્યું.

'ના દુઃખ તો ખાસ થતું નથી.'

'ત્યારે ?'

'ફાવતું નથી.'

'એટલે ? એમાં ફાવવાનું શું છે ?

'થૂંકને લીધે સીગારેટ પલળી જાય છે. ને એમાંથી તંબાકુ નીકળીને મોંમાં આવે છે. આંખમાં ધૂમાડો જાય છે ને ગળામાં થઈને નાક વાટે ધૂમાડો બહાર નીકળે છે ત્યારે ગભરામણ જેવું થાય છે.'

'પણ એમ શેને લીધે થાય છે ? કદાચ સીગારેટ બહુ હલકી જાતની હશે.'

'બહુ હલકી જાતની તો નહિ હોય. મેં મારા એક સીગારેટના શોખીન મિત્ર પાસેથી મંગાવી છે. બાકી સાહેબ, આપણે તો એમાં શું સમજીએ ? મેં બાપજન્મારે સીગારેટ પીધી નથી !'

'ગૂડ ગૉડ !' (ભલા ભગવાન !) એટલે શું તમે સીગારેટ પીતા નથી !'

'ના, સાહેબ, કોઈ દહાડો નહિ. આ તો તમે ભલામણ કરી તે દવા તરીકે પીઉં છું.'

'આઈ સી.' (સમજ્યો) તમે સીગારેટ પીતા નથી

એ કહ્યું કેમ નહિ ?'

'પણ તમે મને પૂછયું જ ન હતું.'

'મેં તો ધાર્યું હતું કે તમે ખૂબ સીગારેટ પીતા હશો ને તેથી છોડી ન શકાય તો દિવસમાં ફક્ત પાંચ-છ સીગારેટ પીવાની સૂચના કરી હતી.

'પણ હું તો સાહેબ એમ સમજ્યો કે ગળું સુધારવા ખાતર દિવસમાં પાંચ છ સીગારેટ પીવી જ જોઇએ. એટલે ઊધરસ આવતી, આંખમાં પાણી આવી જતાં અને ધૂમાડાને લીધે અંદરથી તેમજ બહારથી બંને રીતે હેરાન હેરાન થઈ જતો તે છતાં દિવસની છ સીગારેટ નિયમિત રીતે પીતો.'

'હત્તારીની ! આ તો કાચું કપાયું. તમને ટેવ નહિ ને સીગારેટ પીઓ છો તેમાં જ ગળું સુધરતું નથી'

'પણ સાહેબ, તમે એમ કેમ ધારી લીધું કે હું સીગારેટ પીતો હોઇશ ?'

ખૂબ સીગારેટ પીતો હોય તેનું જ ગળું આ રીતે બગડે. એને અમે 'સ્મોકર્સ થ્રોટ' (બીડી પીનારનું ગળું) કહીએ છીએ. તમારું ગળું આ રીતનું આવી ગએલું જોઈને મેં ધારી જ લીધું કે તમે સીગારેટના ખૂબ શોખીન હશો. દિવસમાં ડબ્બો પૂરો કરતા હશો. તેથી ઓછી પીઓ તો સારું એમ માનીને તમને પાંચછ જ પીવાનું કહ્યું.'

'એટલે સાહેબ, રોગ ઘટાડવાની દવા જોડે જોડે જ રોગ વધારવાની દવા પણ, તમે આપી. અને એ દવા વધારે અસરકારક નીવડી.'

'હા, એમ કહેવું હોય તો કહી શકાય. પણ એમાં મારો વાંક નથી. ખૂબ સીગારેટ પીતા હોય તેનું ગળું આ રીતે આવી જાય છે. તમારું ગળું આવી ગએલું જોઇને તેના કારણ તરીકે સીગારેટ મેં ધારી લીધી. પણ તમારે મને પૂછવું જોઈતું હતું.'

આમ કાર્યકારણની કલ્પના કરવા જતા ઘણી વાર ઊંધે રસ્તે ચડી જવાય છે. તેનું કારણ એ છે (હું પણ અહીં કાર્ય પરથી કારણની કલ્પના કરવા પ્રવૃત્ત થાઉં છું) કે કાર્ય એક હોય પણ તેના કારણો અનેક હોઈ શકે.

થોડા વખત પર મને શરદી થઈ હતી. અને બે ડૉકટર, એક વૈદ, એક હકીમ, એક હોમિયોપેથ, એક પાડોશી ને બે ડોશીની દવા કરવા છતાં લાંબા વખત સુધી મટી નહોતી, અને આખરે કંટાળીને દવા તદન મૂકી દીધા પછી એની મેળે તે મટી ગઈ હતી. તે વેળા મને ઉપર્યુક્ત સત્યનો ઘણો સારો અનુભવ થયો હતો.

'તમે વહેલા સૂઈ જઈને વહેલા ઊઠવાનું રાખો તો શરદી તરત મટી જશે. આ તો મોડી રાતે સૂઓ છો ને ઊઠો છો પણ બહુ મોડા એટલે શરદી

મટતી નથી.' મારી પત્નીને હું રાતે મોડો સૂઉં છું ને સવારે ઘણો મોડો ઊઠું છું તે બાબત અત્યંત અણગમો છે ને કાંઈ પણ કારણ મળતાં એ એને વ્યકત કર્યા સિવાય રહી શકતી નથી એટલે શરદી થવાના કારણ તરીકે તરત તેણે મારી એ ટેવને આગળ કરી.

'તમે ઘરમાં પુરાઈ રહો છો ને ખુલ્લી હવામાં ફરવા જતા નથી માટે યોગ્ય હવાને અભાવે તમારી વાઈટેલીટી (શક્તિ) લો (મંદ) રહે છે ને તેથી શરદી મટતી નથી', એક ડૉકટરે શરદીનું કારણ રજૂ કર્યું.

બીજા ડૉકટરને લાગ્યું કે હું ખૂલ્લે શરીરે પવન ખાતો હોઈશ ને તેથી તેણે મને ઉઘાડા શરીરે બારી કે બારણા આગળ જવાની મના કરી. 'ખુલ્લે શરીરે બારી આગળ જવાની મને ખાસ ટેવ હોય એમ યાદ નથી.' એમ મેં ફરિયાદ કરી ત્યારે એમણે સ્મિત કરીને કહ્યું, 'કેટલીક વાર આપણે શું કરીએ છીએ તે યાદ નથી રહેતું.'

એક વાર હું નહાવા બેસતો હતો એટલામાં એ ડૉકટર આવી પહોંચ્યા ને ખુલ્લે શરીરે બારણાં ઉઘાડી મેં એમને ઘરમાં દાખલ કર્યા હતા તે પરથી કદાચ એમણે મને ઉઘાડે શરીરે ઘરમાં ફરવાની ટેવ હશે એમ ધારી લીધું હશે.

વૈદે લીંબુ તથા છાશ લેવાને લીધે શરદી થઇ છે

એમ નિદાન કર્યું; હકીમ સાહેબે હવા બદલવાનું કારણ કહ્યું. પાડોશીને હું ઠંડા પાણીને બદલે ગરમ પાણીએ નહાઉં છું તેથી શરદી મટતી નથી એમ લાગ્યું.

એક ડોશીમાએ હું આચારવિચાર બરાબર પાળતો નથી તેથી ઇશ્વરની લાકડી તરીકે શરદી આવીને મને સજા કરી રહી છે એવી મતલબનું કહ્યું; ને બીજાં ડોશીમાએ મને કેળાં છોડી દેવાની સલાહ આપીને કહ્યું: 'રોજ રોજ કેળાં ખાય છે તે સરદી સાની મટે ?'

કેળામાં કેલ્શ્યમ છે, ફોસ્ફરસ છે, એમાં વિંટામિન છે વગેરે વગેરે મેં વાંચેલું ને સાંભળેલું અને અનુભવે પણ કેળાં પથ્ય ને પૌષ્ટિક હોવા ઉપરાંત ખાસ કરીને સ્વાદિષ્ટ માલૂમ પડવાથી હું સાંજે હંમેશાં ચા જોડે કેળું ખાતો.

'માજી, કેળાં તો બહુ પૌષ્ટિક ગણાય છે. ડોકટર પણ કહે છે—'

'કહ્યાં તારા દાક્તરે ધૂળ ને ઢેફાં ! રોજ કેળાં ખાય તે સરદી થયા પાકી રહે ખરી કે ? મારા છગનિયાના બાપા રોજ કેળાં ખાઈ ખાઈને દમિયલ બની ગયા છ કેની ? તને પણ દમ થયા પાકી રહે તો મારું નામ નહિ.'

'પણ માજી, હું રાતે જમતો નથી તેથી ચા સાથે એક કેળું ખાઉં છું. કેળામાં ખાંડ નાંખીને ખાય તો કદાચ શરદી થાય પણ હું તો ચા જોડે કેળું લઉં છું.'

'એ તો ઊલટું ખરાબ. બહુ ખરાબ !'



૮

'કેમ ?'

'તું કેળું ખાઈને ઉપર ચા પીએ છે ?'

'હા, કેમ ? એમાં શું ?'

'કેળું ખાઇને ઉપર ચા પીએ તો કેળું પેટમાં ઊભું થાય !'

'તમે શું કહો છો ? ચવાઈને છૂંદો થઇ ગયા પછી કેળું પેટમાં ઊભું કેવી રીતે થાય ? અને કદાચ ઊભું થાય તો તેમાં નુકસાન પણ શું ?'

'તમને જુવાનિયાઓને દરેક વાતમાં મજાક જ સૂઝે છે ! અમે ઘરડાં બોલીએ છ તે તો જાણે ઘાસ કાપીએ છ !' —માજીએ જરા ખીજવાઈને કહ્યું.

'ના, ના; એમ ખીજવાઓ છો શું ? પણ તમે કહ્યું તે બરાબર સમજાયું નહિ માટે પૂછયું. કેળું ઊભું થાય એટલે શું ?—અને તેથી શરદી કેમ વધે ?'

'ભાઇ, એ બધું હું સું જાણું ? અમને તો અમારી અગાઉનાં ડોસાંડગરાં કહી ગએલાં તે જાણીએ. કેળું ઊભું થાય એટલે આંતરડાં કોરાય ને છાતીએ ડચૂરો બાઝે. બાકી ખરેખર એ કંઈ થોડું ઊભું થાય છ ? તારે નહિ માનવું હોય તો નહિ માનતો, પણ તને સરદી થઈ છ તે કેળાંને લીધે એ વાત સત્તર આના બે પાઈ. એમાં મીનમેખ નહિ.'

હું હંમેશ કેળાં ખાતો ને મને કંઈ થતું નહિ; પણ ડોશીમા પાસેથી કેળાંની આ વિચિત્ર ખાસિયત વિષે સાંભળ્યા પછીથી હવે જ્યારે જ્યારે કેળાં ખાઉં છું ત્યારે હંમેશાં પેટમાં કંઈ થતું હોય, પેટમાં થઈને છાતી તરફ ચડવા કોઈ પ્રયત્ન કરતું હોય એમ મને લાગે છે.

શરદી માટે આટઆટલાં કારણોમાં ખરું કારણ કયું એ હું કદી શોધી શકયો નથી. સૌની સલાહસૂચના મુજબ મેં મારી ટેવોમાં તથા આહારવિહારાદિકમાં ફેરફાર કર્યા પણ શરદી મટી નહિ. આખરે બધી ટેવો પૂર્વવત્ ચાલુ કરી અને એની મેળે શરદી મટી ગઈ. એટલે અમુક વસ્તુનો ત્યાગ કરવાથી શરદી મટી માટે એ વસ્તુ તે શરદીનું કારણ એમ પણ સિદ્ધ કરવું શકય ન બન્યું.

એક કાર્યનાં અનેક કારણો હોઈ શકે એવો પળેપળે અનુભવ થવા છતાં આપણી વૃત્તિ પ્રત્યેક કાર્યનું એક જ કારણ શોધી કાઢવા તરફ રહે છે. એટલું જ નહિ, પણ અનેક કાર્યોનું એક જ કારણ હોવું જોઈએ એમ પણ માનવા-મનાવવા માટે અનેક વિચારકો કટિબદ્ધ થયા છે ને થાય છે. વનસ્પતિ ઊગવાનું કારણ જુદું, પર્વત, નદી આદિ પદાર્થોના અસ્તિત્વનું કારણ અન્ય, ગધેડાની ઉત્પત્તિનું કારણ નિરાળું ને મનુષ્યની ઉત્પત્તિનું કારણ તેનાથી ભિન્ન હોવા છતાં એ બધાનું-સમસ્ત જગતનું એક કારણ શોધી કાઢવા માટે પ્રયત્ન કરીને ધર્મશાસ્ત્રો ઈશ્વરને જગતના એક માત્ર કારણ તરીકે

શોધી કાઢયો. જગતમાં અસમાનતા ને અન્યાય ઘણા પ્રમાણમાં પ્રવર્તે છે, પણ તે સર્વનું મૂળ એક જ–મૂડીવાદ ને સ્વાર્થના ધોરણે થતી આર્થિક વહેંચણી એમ સમાજવાદના પ્રણેતાએ ભાખ્યું. દુનિયામાં અનેક પ્રકારનાં અનિષ્ટો જોવામાં આવે છે. સમાજરૂઢિનાં અન્યાયયુક્ત બંધનો અને તન ને મનના વિચિત્ર રોગોથી જનસમાજ પીડાઈ રહ્યો છે. એમાંથી ૯૯·૯ ટકા અનિષ્ટો ને લગભગ દોઢ હજાર રોગોનું કારણ એક જ કામવૃત્તિનું દમન એમ માનસ પૃથક્કરણશાસ્ત્રના આદ્ય પ્રણેતાએ શોધી કાઢયું; પરંતુ **कारणानां बाहुल्यम्**–Plurality of causes (એક કાર્યનાં અનેક કારણો હોય છે.) એ ન્યાયશાસ્ત્રનું બહુ સામાન્ય સૂત્ર એઓ ભૂલી જાય છે. એક કાર્યનાં અનેક કારણો હોય છે એટલું જ નહિ, પરંતુ તેમાં અકસ્માતને સ્થાન આપતા નથી એ ખોટું છે. દુનિયાના મોટા ભાગના બનાવો ભેગા થાય છે ને અમુક કાર્યને જન્માવે છે. મને તો લાગે છે કે આપણે અનેક રીતે કારણોનો વિચાર કરીએ છીએ, પણ તેમાં અકસ્માતને સ્થાન આપતા નથી એ ખોટું છે. દુનિયાના મોટા ભાગના બનાવો—ખાસ કરીને મોટા બનાવો—કેવળ અકસ્માતને લીધે જ બન્યા છે ને બને છે; અને આ કાર્યકારણની લાંબી મીમાંસા કરવાનું કારણ પણ એટલું જ છે કે મારો જન્મ પણ કેવળ અકસ્માત–એક નહિ, પણ બે અકસ્માતને લીધે જ થયો છે!

●

# અચ્યુતમ્ કેશવમ્

અંથ ગરબડ કરી, વાત ન કરી પૂરી......

"કેમ, પાછા બેસી કેમ ગયા? સિનેમાનો ટાઈમ થઇ જવા આવ્યો છે!" પતિ સાથે સિનેમા જોવા તૈયાર થઈને ઊભેલાં શ્રીમતી પદ્મા નવનીત પંડ્યાએ એમના પતિદેવને પહેરેલે કપડે આરામખુરસીમાં લંબાવતા જોઈને પૂછ્યું.

"આજે માંડી વાળવું પડશે. કંઈ ઠીક નથી લાગતું." શ્રીયુત નવનીત પંડ્યા મંદ અવાજે બોલ્યા.

"શું થયું? તબિયત બગડી આવી?" ચિંતાયુકત સ્વરે પદ્માબહેને પ્રશ્ન કર્યો.

"ના. એવું તો કંઇ નથી; પણ બસ, મન નથી થતું." નવનીતભાઈએ જવાબ દીધો.

"પણ કંઈ કારણ?"

"કારણ ખાસ તો કંઇ નથી; પણ બસ, મનમાં એમ થઈ આવ્યું કે નથી જવું."

"પણ આપણે બધું નક્કી કરી રાખ્યું છે તે!"

"તે ફેરવી શકાશે; પણ આજે સિનેમા જોવા જવાનું દિલ થતું નથી."

"પણ કંઇ કારણ તો હશે ને! આપણે કપડાંલત્તાં

પહેરીને તૈયાર થયા પછી તમે આમ પ્રોગ્રામ એકદમ ફેરવી નાખો તેનું કંઇ કારણ તો સમજાવું જોઈએ ને !"

"મને જ નથી સમજાતું, તો તને શી રીતે સમજાવી શકું ?"

આખરે નવનીતભાઇ ને પદ્માબહેને બહાર જવા માટે પહેરેલાં કપડાં બદલી નાંખી સિનેમા જોવા જવાનું બીજા કોઇ પ્રસંગ પર મુલતવી રાખ્યું.

* * *

બંગાળના સુપ્રસિદ્ધ વક્તા અખિલચંદ્ર ગુપ્તા પધારવાના છે. તેને માટે સભા ભરાઈ છે. વક્તાને આવવાનો સમય ક્યારનો થઈ ગયો છે. સભાજનો ઊંચાનીચા થઇને આતુરતાપૂર્વક રાહ જોઇ રહ્યા છે. આખરે વ્યાસપીઠ પર એક જણ આવે છે ને સભાજનોને વકતા તરફથી આવેલો તાર વાંચી સંભળાવે છે: "દિલગીર છું. મારે નિર્ણય ફેરવવો પડયો છે. આવી શકું એમ નથી." સભાજનો અખિલચંદ્રના વ્યાખ્યાનને બદલે ત્રણચાર વ્યકિત તરફથી બેસુરા અવાજે ગવાએલાં ગીતો તથા એકબે વકતા તરફથી અપાએલા અપ્રસ્તુત ને કંટાળો ઉપજાવે એવાં વ્યાખ્યાનો સાંભળી ઘેર જાય છે.

* * *

વાજતે ગાજતે વરઘોડો કાઢીને જાનૈયાઓને લઇને આવી પહોંચેલા વરરાજા પોંખાવાની વિધિ પૂર્ણ કરીને ચોરીમાં જઇને બેઠા છે. "કન્યા પધરાવો !" ગોર મહારાજ બૂમ

પાડે છે. કન્યાના માતાપિતા તથા અન્ય સગાવહાલાં કન્યાને લઈ આવવા ઘરના અંદરના ખંડમાં જાય છે; પણ કન્યાનો પત્તો નથી. "અત્યારે વળી કયાં ગઈ?" પિતા પૂછે છે. "એ તો વરને પોંખાતા જોવા પાડોશના મકાનમાં ગઈ હતી, હજી ત્યાં જ હશે." માતા કહે છે. પાડોશના મકાનમાં તપાસ ચાલે છે; પણ ત્યાંય કન્યારાણી દેખાતાં નથી. આખરે એની એક બહેનપણી આવીને ચિઠ્ઠી આપી જાય છે. "મેં મારી ઇચ્છાથી પરણવાનું કબૂલ કર્યું હતું; પણ વિચાર કરતાં હવે લાગે છે કે પરણીને પરાધીન જીવન હું કોઈ કાળે વીતાવી શકીશ નહિ; એટલે હુ ચાલી જાઉં છું. શોધખોળ ન કરશો."

આ જાતના પ્રસંગો હંમેશ બનતા રહે છે. દરેક વ્યક્તિના જીવનમાં કોઈ ને કોઈ સમયે કરેલો નિર્ણય ફેરવવાનું એને કારણ મળે છે—અથવા કારણ મળ્યા વગર પણ એને નિર્ણય બદલવો પડે છે.

મારું આત્મપુરાણ આલેખવાનું મેં નક્કી કર્યું તે અકસ્માતને લીધે. વીમા કંપનીનો એજંટ મારી પાસે આવ્યો ન હોત તો આ કથા આલેખવાનો મને વિચાર પણ ન આવ્યો હોત. મારાં માતામહીએ મારા પિતા માટે કન્યા શોધી કાઢી તે પણ અકસ્માતથી જ. અને જો હું આ કથા આગળ ચલાવતે તો તેમાં મારા જીવનમાં અકસ્માતોનું બળ કેવું ભારે

છે તે દર્શાવી શકતે; પણ અકસ્માતને લીધે જ આ કથા મારે આટલેથી અટકાવવી પડે છે.

ખરૂં પૂછો તો હજી કથા શરૂ પણ નથી થઈ. હજી તો હું જન્મ્યો યે નથી તે પહેલાં જ એને અટકાવી દઉં એ ઉચિત છે ખરું એમ કોઈકને લાગશે; પરંતુ આમાં ઔચિત્ય–અનૌચિત્યનો પ્રશ્ન નથી. જે આકસ્મિક કારણને લઈને આત્મકથા આલેખવાનું મને મન થયું હતું તે કારણ જતું રહેતાં મારું મન ફરી ગયું.

આત્મપુરાણના આટલા અધ્યાયો લખ્યા પછી મને ખબર મળી કે વીમા કંપનીના જે એજંટ મારી પાસે આવેલા ને મૃત્યુના મહિમાનું વર્ણન કરી મને ને મારા કુટુંબીઓને છળાવી મૂકયા હતા અને જેમની પ્રેરણાથી મેં આત્મપુરાણ લખવાનો નિશ્ચય કર્યો હતો તેમનું અકસ્માત અવસાન થયું છે. એ અકસ્માત કેવા પ્રકારનો હતો તે જણાયું નથી, પણ એમનું અવસાન થયું છે ચોક્કસ છે; અને ખૂબીની વાત તો એ છે કે એમણે બીજાઓને વીમો ઉતરાવવા માટે દાદરાઓ ચઢી ચઢીને પોતાને પગે પાણી ઉતાર્યું હતું, પણ પોતે તો વીમો ઉતરાવ્યો જ નહોતો!

ઉચ્ચાર કરતાં આચારનું વજન વધારે પડે ને ઉપદેશ કરતાં કાર્ય વધારે અસરકારક થાય છે એ ન્યાયે એમણે મૃત્યુની અનિશ્ચિતતા વિષે મને ઉપદેશ આપ્યો હતો તે

કરતાં પણ એમણે પોતે આકસ્મિક રીતે મૃત્યુ પામીને મને વધારે અસર કરી છે.

મને ફરી વિચાર આવ્યો: આ બધું લખવાનું પ્રયોજન શું ? જીવનકથા આલેખીને અમર થવાના આ ફાંફાં શા માટે ? અને આજ પહેલાં કેટકેટલા આત્મકથાઓ રચી ગયા છે, તેમાંના કેટલા અમર થઈ શક્યા ? કોણ એમની કથાઓ વાંચે છે ? મેં પોતે કેટલી વાંચી છે ? તો મારું આ આત્મ-પુરાણ વાંચનારા કેટલાક નીકળશે ? એના વાંચનારા ન જ હોય, અથવા હશે તો બહુ ઓછા હશે. આખી દુનિયામાં હિંદુસ્તાન કેવડું ? હિંદુસ્થાનમાં ગુજરાત કેવડું ? એ ગુજરાતમાં ભણેલા ગુજરાતીઓ કેટલા ? એ ભણેલા ગુજરાતીઓમાં શાળાનાં પાઠ્ય પુસ્તકો સિવાયનાં બીજાં પુસ્તકો વાંચનારા કેટલા ? એવા પુસ્તકો વાંચનારામાંથી મારાં પુસ્તકો વાંચનારા કેટલા ? અને મારાં પુસ્તકો વાંચનારામાંથી પણ આ પુરાણ વાંચનાર કેટલા ? અને એટલા થોડા વાંથનારામાંથી એ વાંચ્યાથી લાભ કેટલાને થશે ?

મેં આ લખવાનો આરંભ કર્યો હતો માત્ર આત્મસંતોષ ખાતર. આ મર્ત્ય ને ક્ષર દેહને અક્ષરદેહે અમર બનાવવાનો એ કીમિયો છે એમ માનીને મેં આત્મપુરાણ આરંભ્યું હતું; પરંતુ હવે મારી દૃષ્ટિ આત્મલક્ષી નહિ. પરલક્ષી બની છે. મને લાગે છે કે માણસની ઈન્દ્રિયો ને એના નામની પેઠે એનાં કામ ને લખાણ પારકાં માટે છે–પોતાને માટે નહિ.

કલા ખાતર કલા નથી, જીવન ખાતર કલા છે. જે કલાકૃતિ મનુષ્યને સંસ્કારી, સેવાભાવી, ન્યાયનિષ્ઠ, સત્યપરાયણ, અહિંસાવાદી બનાવી એને આધ્યાત્મિક ગુણસંપત્તિના શિખરે પહોંચાડે એ જ સાચી કલાકૃતિ કહેવાય.

મારી કથા વાંચીને કોઈ પણ માણસ જિંદગીમાં કદી પણ જૂઠું નહિ બોલવાની પ્રતિજ્ઞા લે, પારકું દ્રવ્ય માટી સમાન ને પરસ્ત્રી માત સમાન ગણવાને ઉત્સુક થઈ જાય, મનુષ્યની સેવા કરવા માટે સમગ્ર જીવન અર્પણ કરવાનો નિશ્ચય કરે એવો ખાસ સંભવ નથી; અને જો એ કથા વાંચીને કોઇ પણ જીવનું કલ્યાણ સધાવાનું ન હોય તો એવી કથા આલેખવાનો અર્થ શો ?

આ કથા આટલી લખ્યા પછી જ્યારે જ્યારે હું ફરી એને આગળ લખવા માટે બેસું છું ત્યારે મને ઉપર મુજબના વિચાર આવે છે. એનું કારણ એ નથી કે મારામાં એકાએક પરોપકારવૃત્તિ, જનકલ્યાણની ભાવના ઉભરાઇ આવી છે. એનું સાચું કારણ તો એટલું જ છે કે કકડે કકડે લખાએલી આ કથાનો તંતુ હું વિસરી ગયો છું; એને આગળ કેમ ચલાવવી તે મને સૂઝતું નથી; અને તેથી એને બંધ કરવા માટે મારું મન કારણો ખોળે છે; અને જ્યાં સુધી એ કથાતંતુ ફરી હાથ આવશે નહિ, ત્યાં સુધી મન એવાં કારણો ખોળ્યાં જ કરશે; એટલે હમણાં તો આ કથા આટલેથી જ અટકાવવી એ ઉચિત છે.

એમ હતું તો આ અધૂરી કથા પ્રસિદ્ધ શા માટે કરી?

એ પણ અકસ્માતને લીધે જ થયું છે.

ગ્રંથાકારે આને પ્રસિદ્ધ કરીશું તો જ એ પૂરી થઈ શકશે અને જેટલો લખાયો છે તેટલો ભાગ છાપી નાંખીશું એટલે બાકીનો ભાગ લખીને પુસ્તક પૂરું કર્યા વગર લેખકનો છૂટકો નહિ થાય આમ સકારણ માનીને પ્રસિદ્ધકર્તાએ આરંભનો ભાગ છા પી નાખ્યો. છપાએલાંપાનાં પોતાનાં અણજન્મ્યાં અનુજની વાટ જોતાં પ્રેસમાં ચારપાંચ વર્ષ વા ખાતાં પડી રહ્યાં. પણ એ અણજન્મ્યાં ભાંડુઓ અણ-જન્મ્યાં જ રહ્યાં; ને આખરે જે આવતાં જ નથી તેની વાટ જોતાં ઘરમાં પુરાઇ રહેવાને બદલે એ છપાએલાં પૃષ્ઠો સાહિત્યની દુનિયામાં ફરવા બહાર નીકળી પડયાં. એ સિવાય એમનો બીજો છૂટકો નહોતો. એકલું ન લાગે માટે એમણે પોતાનાં કુટુંબીઓનો નહિ, તો પાડોશીઓનો (આ જ લેખકના અન્ય લખાણોનો) સાથ શોધ્યો છે. ઈતિ.



# હું કેમ લખું છું?

## શા માટે લખું છું?

હું શા માટે લખું છું તે, સાચું કહું તો, હું પોતે જ બરાબર જાણતો નથી. જગતને આપવા માટે મારી પાસે કોઈ સંદેશો નથી. મનમાં દબાવી રાખેલી વૃત્તિને સ્વપ્ન દ્વારા કે કલાત્મક સર્જન દ્વારા વ્યક્ત થવાનો માર્ગ ન મળે તો માણસ ગાંડો થઈ જાય એમ અભિનવ માનસશાસ્ત્રના જાણકારો કહે છે તેમ મારી કોઈ દબાવી રાખેલી વૃત્તિને માર્ગ આપવા ખાતર પણ હું લખતો નથી. કારણ કે મને સ્વપ્નાં આવે છે ને સારા પ્રમાણમાં આવે છે. એટલે જો હું લખાણ દ્વારા મારી નિરુધ્ધ વૃત્તિઓને માર્ગ ન આપું તો ગાંડો થઈ જાઉં એવો ભય, અત્યાર સુધી તો, રાખવા માટે કોઇ કારણ નથી. મોટા ભાગના માણસો જે કારણસર પરણી જાય છે તે જ કારણસર હું લખું છું–મોટે ભાગે દેખાદેખીથી ને કંઈક અંશે અન્યોના આગ્રહને લીધે. આ જ લેખ મારી પાસે લખાવવા માટે તમે આગ્રહ રાખ્યો ન હોત તો હું એ લખવાનો હતો? આરંભમાં લખવાનું મન થતું. સમર્થ લેખકોનાં લખાણો વાંચી મને પણ કંઈક લખી નાખવાની ઇચ્છા થતી અને એમ દેખાદેખીને કારણે મેં લખવાનો આરંભ કર્યો. પણ હવે લખવાનું ખાસ મન ભાગ્યે જ થાય છે. હમણાં તો લખવું પડે છે–ગયે જન્મે દેવું કર્યું હોય અને આ જન્મે એ ભરપાઇ કરવા લેણદારો તકાદો કર્યા જ કરતા હોય એ રીતે તમારા જેવા આવીને પીછો પકડે છે–એટલે લખ્યા વગર ચાલતું નથી. નથી લખતો ત્યારે ઘણી વાર કેટલાક ને કેટલીક વાર ઘણા પૂછે છે: 'હમણાં લખતા કેમ નથી?' તેવા માણસોને જવાબ દેવાની તકલીફમાંથી બચવા ખાતર લખું છું. શકિત, નિપુણતા ને અભ્યાસ એ ત્રણને સાહિત્યસર્જનની પ્રવૃત્તિના

હેતુ તરીકે મમ્મટે ગણાવ્યાં છે ને તેમાં શકિતને પ્રથમ સ્થાન આપ્યું છે. મારી બાબતમાં લખવાનું મુખ્ય કારણ શકિત નહિ પણ અશકિત છે. તમારા જેવા 'માંગણો'ને ના પાડવાની અશકિતને લીધે હું લખું છું. લખવા પાછળનો મારો ઉદ્દેશ, આ ઉપરથી સમજાશે કે, ખાસ કંઈ નથી. સ્થૂળ રીતે જોતાં મુખ્યત્વે પાનાં ભરવાનો ને મિત્રોને રાજી કરવાનો હોય છે. હવે તો એ રીતે થોડાઘણા- અથવા ઘણા થોડા–પૈસા પણ મળી રહે છે એટલે એટલા પૂરતો એ સર્જન-વ્યાપાર છેક હીણકમાઉ–નવરાના ધંધા જેવો–નથી લાગતો અને એથી નિયમિત મળતી આવકમાં વધારો કરવાનો મારો સ્વાભાવિક ઉદ્દેશ પણ સધાય છે અને સૂક્ષ્મ રીતે જોતાં એ બધા ઉપરાંત 'હું પણ કંઇક છું' એમ મારી અહંવૃત્તિને સંતોષવાનો ઉદ્દેશ પણ એ કાર્યથી સારી રીતે સધાય છે અને મને લાગે છે કે કદાચ લખવા માટે ખરેખરો પ્રેરક હેતુ એ જ હશે.

## કોને માટે લખું છું?

કોઈને માટે નહિ. હું જે લખું છું તે પત્રો નથી કે કોઈને ઉદ્દેશીને લખવાની જરૂર પડે. ચોકસ વ્યકિત કે વર્ગને ઉદ્દેશીને હું લખતો નથી; પણ ફકત લખું છું. કેદખાનામાં પૂરાએલી વ્યકિત બારી કે બાકોરામાંથી એકાદ ચિઠ્ઠી લખીને બહાર ફેંકી દે–જે કોઈના હાથમાં આવશે તે એ વાંચશે એવા ઉદ્દેશથી–તે જ પ્રમાણે પહેલાં તો હું લખી નાખું છું ને પછી જેની માંગણીને લીધે એ લખ્યું હોય છે તેને પ્રસિદ્ધિ માટે આપી દઉં છું. એ પછી જેના હાથમાં એ લખાણ આવી ચઢે તે વાંચે–અથવા, ઘણું ખરું, ન પણ વાંચે; પણ એ કોણ વાંચે છે તેની મને હંમેશ ખબર પડતી નથી. એટલું જાણું છું કે દુનિયામાં કે હિંદુસ્થાનમાં જ નહિ, પણ ખુદ ગુજરાતમાં પણ મારાં લખાણો વાંચનારા કરતાં ન વાંચનારાની સંખ્યા ઘણી જ મોટી છે. એથી આગળ વધીને કહું તો મારા કુટુંબમાં પણ મારાં લખાણો ન વાંચનારાઓની સંખ્યા, વાંચનારા કરતાં મોટી છે. મારું પોતાનું નામ પણ પહેલા વર્ગમાં આવે છે. બીજા ગમે તેને માટે હું લખતો હોઈશ–મારે માટે તો

# હું કેમ લખું છું?

નથી જ લખતો એ હું બરાબર જાણું છું. પેલા ટૂચકામાં આવે છે કે કોઈ ગામડિયાને એક પંડિતે પૂછ્યું : " અલ્યા, તું લખી–વાંચી શકે છે ખરો ?"

ગામડિયાએ જવાબ દીધો: "લખી શકું છું, વાંચી શકતો નથી."

"લખી બતાવ, જોઉં!" કહી પંડિતે એના આગળ કાગળ ને પેન્સિલ ધર્યાં.

પેન્સિલ વડે કાગળ પર થોડાંક ચિતરડાં કાઢી ગામડિયાએ એ પંડિતના હાથમાં મૂક્યો.

વિચિત્ર ચીતરામણ જોઇ નવાઈ પામી પંડિતે પૂછ્યું: " આ શું ? આ શું લખ્યું છે તેં ?"

"તે હું શું જાણું ? મેં કહ્યું ને કે હું લખી શકું છું, વાંચી શકતો નથી." ગામડિયાએ જવાબ દીધો.

એ પ્રમાણે હું મારાં લખાણો પરત્વે કહી શકું કે હું એ લખી શકું છું ખરો. વાંચી શકતો નથી. એક વાર છપાઈ ગયા પછી હું મારું લખાણ ભાગ્યે જ વાંચું છું. હા, પ્રૂફ્સ કેટલીક વાર વાંચવાં પડે છે, પણ તેની પાછળ તો કેવળ ભૂલો શોધી કાઢીને તે સુધારવાનો પવિત્ર ઉદ્દેશ જ રહેલો હોય છે–લખાણ વાંચીને એમાંથી રસ મેળવવાનો નહિ. ઘણી વાર મને થાય છે, કે મારું લખાણ હું જ વાંચી શકતો નથી તો બીજાઓ કેમ વાંચી શકતા હશે ? પણ ગુજરાતના ઘણા વાચકોની રસવૃત્તિ મારા જેટલી ઊંચી નથી એમ જાણી મને સંતોષ રહે છે.

મારું લખાણ હું ફરીથી વાંચી શકતો નથી એમ એક લેખકમિત્રને વાત કરી ત્યારે એમને ઘણી નવાઈ લાગી અને એમણે કહ્યું: " એ કેમ બને ? દરેક લેખક છાપામાં કે બીજે ગમે ત્યાં પોતાનું લખાણ પ્રસિદ્ધ થએલું જુએ કે બીજાં બધાં કામ પડતાં મૂકીને એ પહેલવહેલો પોતાનો લેખ વાંચી જવાનો. એમાં અપવાદ મને હજી સુધી જડ્યો નથી."

"હું આ બાબતમાં અપવાદરૂપ છું," એમ કહીશ તો મને જરૂર જૂઠો ગણી કાઢશે એમ લાગવાથી હું કાંઇ બોલ્યો નહિ; પણ પ્રયત્ન કરવા છતાં પણ મને મારા છપાયેલા લેખો વાંચવાનું મન નથી થતું. જ્યારે જ્યારે હું મારા લેખો વાંચવાનો યત્ન કરું છું, ત્યારે મને થાય છે: "આ તો હું જાણતો હતો, આમાં નવું શું છે?" અને હું જે જાણતો જ હોઉં તે, અને તે પણ એના એ જ શબ્દોમાં, છપાયેલું વાંચતાં કંટાળો આવે છે; પણ આને લીધે, છપાએલા લેખો ગ્રંથસ્થ કરું છું, ત્યારે એક મોટો ગેરલાભ એ થાય છે કે લેખોની ચૂંટણી વિવેકપુરઃસર થઇ શકતી નથી અને લખાણમાં ભૂલો રહી જાય છે. એટલું જ નહિ, કેટલીક વેળા અગાઉ એકાદ લેખમાં આવી ગએલા વિચારો હું બીજા લેખોમાં પણ, અગાઉ આ વિષે મેં લખ્યું છે તે ભૂલી જઇને, પ્રગટ કરું છું અને આ કારણે મારાં લખાણોમાં પુનરુક્તિ ને પિષ્ટપેષણ, સહેલાઈથી દૂર થઈ શકે એમ હોવા છતાં, દાખલ થઇ જાય છે.

## લખવા માટે કયો સમય ફાવે છે?

મોટે ભાગે રાતનો વખત વધારે અનુકૂળ પડે છે. પરસેવા માટે દિવસ અને પ્રેરણા માટે રાત—અર્જનાત્મક પ્રવૃત્તિ માટે દિવસ, સર્જનાત્મક પ્રવૃત્તિ માટે રાતનું નિર્માણ કુદરતે કર્યું હોય એમ મને લાગે છે. દિવસે ટેબલખુરશીનો આધાર લઈને લખવા કરતાં મોડી રાતે હીંચકા પર બેસીને લખવું વધારે ફાવે છે; પણ ચાપાન, ધર્માચરણ અને પૈસા મેળવવાની પ્રવૃત્તિ માટે બધો જ વખત અનુકૂળ માનવામાં આવે છે, તેમ લેખનપ્રવૃત્તિ માટે પણ મારે બધા જ વખતને અનુકૂળ બનાવવો પડે છે.

લખવાની બાબતમાં 'ધીરજનાં ફળ મીઠાં' એ સૂત્રને હું ચુસ્તપણે અનુસરું છું. ખાસ કરીને હું સામયિકો માટે લખું છું અને સામયિકોના લેખો અમુક સમય પહેલાં તૈયાર થવા જ જોઈએ—જો કે સામયિકો પોતે નક્કી કરેલે સમયે બહાર પડવું જ જોઈએ એ નિયમનો ઘણી યે વાર

સવિનય અનાદર કરે છે. ઓપરેશન કરાવવાનું હોય ત્યારે દરદી એ વાત બને ત્યાં સુધી ટાળે છે ને નિરુપાયે જ એનો આશ્રય લે છે, તે પ્રમાણે લેખ લખવાનું છેવટની ઘડી સુધી હું મુલતવી રાખું છું. એટલે ગમે તે વખતે, ગમે તે સ્થળે, અને ગમે તેવી પરિસ્થિતિમાં (અહીં 'ગમે'નો અર્થ કોઇને પણ ન ગમે એમ, આપણી ભાષાની રૂઢિને બળે સમજવાનો છે) મારે લખવા બેસવું પડે છે.

કેટલીયે વાર બહારગામનાં સામયિકો માટેના લેખો મેં પોસ્ટ ઑફિસમાં જઈ ત્યાંના બાંક પર બેઠાં બેઠાં લખીને 'લેટ–ફી' ભરીને મોકલાવ્યા છે. 'ખોટી બે આની', 'માંદગી' એ લેખો તથા ગુજરાત સાહિત્ય સભાના વાર્ષિક અવલોકનનો કેટલોક ભાગ મેં ટ્રેનમાં લખ્યાં હતાં; પણ હવે એ બની શકે તેમ રહ્યું નથી. ટ્રેનમાં પલાંઠી વાળી, તે પર કાગળનો થોકડો મૂકી લખવાની સગવડ મેળવવી હોય તો મારે સ્પેશિયલ સલૂન દોડાવવાની વ્યવસ્થા કરવી પડે, અને રાજકુટુંબમાં જન્મેલો ન હોવાથી એ સગવડ હું મેળવી શકું એમ લાગતું નથી.

પાંચમો કે છઠ્ઠો ફેરો ખાઇને લેખ માંગવા આવેલા, વાટ જોતા મિત્રને લેખ આપવા ખાતર કેટલીક વાર મેં રજાને દિવસે બપોરે ત્રણેક વાગ્યે જાગી ઊઠીને, અબોટિયું પહેરીને પણ લેખો લખી નાંખ્યા છે. સવારમાં વહેલા ઊઠીને લખીએ તો થોડા વખતમાં ઘણું અને સારું લખાય છે, સવારે તન અને મનની સ્ફૂર્તિ સારી રહે છે–એવું મેં ઘણે ઠેકાણે વાંચ્યું છે અને એ મતલબની શિખામણ પણ મને ઘણી વેળા આપવામાં આવી છે, પણ પ્રથમ તો સવારે વહેલા ઊઠવું જ મુશ્કેલ પડે છે. પચીસત્રીસ વાર પ્રયત્ન કરું ત્યારે એકાદ વાર માંડમાંડ રોજ કરતાં પા–અર્ધો કલાક વહેલા ઊઠી શકાય છે, અને જે દિવસે રોજ કરતાં કંઇક વહેલો ઊઠું છું તે દિવસે તન અને મનની સ્ફૂર્તિ તો ઘેર ગઈ, પણ ચહાના બે વધારાના કપની પૂર્તિ કર્યા પછી પણ તરતના લાઠી–ચાર્જમાંથી માંડમાંડ મુક્તિ મેળવતાં હોય એવી એ બન્નેની સ્થિતિ બપોર સુધી રહે છે; એટલે વહેલા ઊઠવાના અખતરા હવે હું કરતો નથી.

# પ્રેરણા શી રીતે મળે છે?

પ્રેરણા, એના લાક્ષણિક અર્થમાં, ભાગ્યે જ મને મળે છે. જીવનના રહસ્યનું અવનવું દર્શન મને સાંપડ્યું હોય એમ મને લાગતું નથી. [કોઈ પણ વખત એમ નથી લાગતું એમ કહેવું જરા વધારે પડતું છે. જીવનનું ઊંડામાં ઊંડું રહસ્ય મને હાથ લાગ્યું છે, અને જગતના તત્ત્વદર્શનના સાહિત્યમાં અપૂર્વ ઉમેરો કરવાની તક મને મળી છે એમ કોઇક કોઇક વાર મને થઈ આવે છે ખરું; પરંતુ અપચા કે ઉજાગરાને લીધે થયેલી એ ખાલી ભ્રમણા છે એમ થોડી જ વારમાં મને સમજાઈ જાય છે.] કોઇક નવીન 'વાદ' પ્રસરાવવાની મને જરાય ઉત્કંઠા નથી. સૌંદર્યનાં (કુદરતનાં કે કામિનીનાં સૌંદર્યનાં) દર્શને મને આનંદ થાય છે. પણ કવિતા લખ્યા વગર જેનો ઊભરો શમે જ નહિ એવો ઉત્કટ એ આનંદ હોતો નથી. દારિદ્રનાં, અન્યાયનાં, જુલ્મનાં, લાચારીનાં દર્શનથી મારું હૃદય દ્રવે છે; પણ દૂર–સુદૂર ફેલાઇને બીજાઓને પણ પલાળી મૂકે એવો યોગ દ્રવવાની એ ક્રિયામાં હોતો નથી. એટલે હું પ્રેરણાની અસર હેઠળ લખું છું એમ ભાગ્યે જ કહી શકાય. પરંતુ પ્રેરણાનો મૂળ અર્થ ધક્કા મારવા–ઘોંચપરોણા કરવા–એવો થાય છે. એ અર્થ મુજબ હું પ્રેરણા વગર લખતો જ નથી, એટલે કે કોઈ તાકીદ કરીને મારી પાસે લખાવે તો જ હું લખું છું. એ જાતની પ્રેરણા મને મિત્રો જાતે આવીને કે પત્રો દ્વારા પાઠવતા જ રહે છે, એટલે પ્રેરણા શી રીતે મળે છે એનો મારે વિચાર જ કરવાનો રહેતો નથી. ઊલટું, આ પ્રેરણા શી રીતે ન મળે તે માટે કેટલીક વાર વિચાર કરવો પડે છે.

લખવા માટે ઓછામાં ઓછો વખત હોય અને બીજાં કામનું દબાણ ઘણું હોય ત્યારે લખવાની પ્રેરણા આળસ મરડીને જાગી ઊઠે છે. ઘણુંખરું તો વખત થઈ જાય પછી જ લખવાનું મને ફાવે છે. આગ લાગે અને બરાબર જામે ત્યારે જ પ્રેરણા પોતાના કૂવામાંથી પાણી આપે છે.

# હું કેમ લખું છું?

કોઇક વાર અમુક બનાવને લીધે લખવાની સ્ફુરણા થાય છે.

ભાઈ બરજોરજી ભરૂચા વર્તમાનપત્રોમાં જેનેતેને ખુલ્લા પત્રો લખે છે તે જાણીતું છે. એવો એમનો એક પત્ર હું વાંચતો હતો તે વખતે મારો ઘાટી 'શેટ, ઊઠો. કચરા કાઢવાચ્છયે' કહીને ત્યાં આવ્યો ને મને એણે ઉઠાડ્યો. હું ઊઠયો તે સાથે પ્રેરણા પણ જાગી ઊઠી. મનમાં ને મનમાં મેં કહ્યું: 'અચ્ચા, તેં વાંચતો ઉઠાડ્યો, પણ હું તને ખુલ્લો' પત્ર ન લખું, તો મારું નામ નહિ.' આવી ભીષણ પ્રતિજ્ઞા લઇને મેં થોડા જ સમયમાં—ત્રણ ચાર મહિના પછી—તેનું પાલન પણ કર્યું. "ઘાટીને ખુલ્લો પત્ર" નામનો લેખ લખીને છપાવ્યો. સદ્‌ભાગ્યે ઘાટીએ એ વાંચ્યો નથી. મારાં લખાણોની બાબતમાં—ને કોઈ કોઇ વાર તો કાગળોની બાબતમાં પણ—એવું બને છે કે જેને માટે હું તે લખું છું તે એ વાંચતા નથી, અને જેને માટે લખાયાં નથી હોતાં તે એ વાંચે છે.

હજામ પર મેં એક કવિતા લખી છે. એક સ્થળે હજામતું વર્ણન પણ કર્યું છે, પણ એકે હજામે એ કવિતા કે લેખ વાંચવાની તસ્દી લીધી હોય એમ હું ધારતો નથી. એ જ રીતે 'પ્રશ્નચિહ્‌ન' વાળો લેખ એક ભાઇ મને વારંવાર પ્રશ્નો પૂછીને સતાવતા હતા તેના પર ખાર કાઢવાના ઉદ્દેશથી લખ્યો હતો, પણ આજ સુધી એમણે એ લેખ વાંચ્યો નથી.

## લેખકજીવનમાં કોણ ખેંચી લાવ્યું?

કરોળિયો. ભીંત પરનો નહિ, પણ પાઠય પુસ્તકની કવિતામાંનો.

'ફરતાં જાળ કરોળિયો, ભોંય પડી ગભરાય,
વણતૂટેલે તાંતણે ઉપર ચઢવા જાય.'

આપણા જૂના પાઠય પુસ્તકમાં આ પંક્તિથી શરૂ થતી એક કવિતા શીખવાની ને મોઢે કરવાની આવી. કોણ જાણે કેમ પણ આ બે લીટી મને બહુ ગમી ગઈ. એમાં ય ખાસ કરીને '–રાય' ને 'જાય'ના પ્રાસ મારા મનમાં

રમી રહ્યા. એ પછી આ જાતનું કંઇક લખવા માટે મને પણ મન થયું.

એ પછી દલપતરામના અંતર્લાપિકા અને બાહ્યલાપિકાના કેટલાક દોહરાઓ વાંચવામાં આવ્યા ને કોઇક ઊગતા કવિએ પોતાની માતાના મૃત્યુ વિષે લખેલી નિવાપાંજલિ વાંચીને મારી માતા વિષે બ્રહ્માની સૃષ્ટિમાં તે જીવતી-જાગતી હોવા છતાં કવિતાની સૃષ્ટિમાં એને મૃત્યુ પામેલી માની લઇને, દરેક લીટીનો પહેલો અક્ષર લેતાં એનું નામ અને વચલો અક્ષર લેતાં મારું નામ વંચાય એવી કરુણ રસની કવિતા મેં લખી કાઢી. અલબત્ત, એમાં કાવ્યત્વ ને કરુણરસ બન્નેનો પૂરેપૂરો અભાવ હતો. પણ રસ ભલે કરુણ ન રહ્યો, પરિણામ તો કરુણ આવ્યું. હોંસથી ને ઉમંગથી સરસ્વતીની આરાધનાનું આ પ્રથમ ફળ મેં માતાને અને વડીલો આગળ ધર્યું તો મને સરપાવ મળ્યો: "અરે મૂરખ! કવિતા કરવા માટે માને મારી નાખી!"

પણ આથી હતાશ ન થતાં પાઠ્ય પુસ્તકમાંના કરોળિયાની પેઠે મેં પણ કવિતા–મુખ્યત્વે કરુણરસની કવિતા–લખવાના પ્રયત્નો ચાલુ જ રાખ્યા અને અંતે કરોળિયો પ્રથમનાં જાળાં તૂટી જતાં નવું જાળું બાંધી ઉપર ચઢ્યો તેમ કરુણરસની કવિતાના કાચા તાંતણા તૂટી જતાં હાસ્યનાં ગદ્યતંતુઓ નીપજાવીને હું પણ તમારા જેવા મારી પાસે 'તમે કેમ લખો છો? કોને માટે લખો છો?' એવા એવા પ્રશ્નો પૂછી લખાવવા તૈયાર થાય, એવે સ્થાને પહોંચ્યો ખરો.

### એકી બેઠકે કેટલું લખી શકો? શું લખેલું? ક્યારે લખેલું?

એ તો બેઠક ને લેખ બન્નેના પ્રકાર પર આધાર રાખે છે. મોટે ભાગે એકી બેઠકે એક લેખ પૂરો કરી નાખું છું. શું લખેલું ને ક્યારે લખેલું તે અત્યારે બરાબર યાદ નથી.

### કયી જાતનાં કાગળ, કલમ, શાહી વાપરવાં ગમે છે?

સારી જાતના કાગળ ફૂલ્સકેપ, કલમ ફાઉન્ટેન પેન અને શાહી કવીન્કની હોય તો મને વધારે ફાવે.

# હું કેમ લખું છું?

## લેખકજીવન ગમે છે? ગમતું હોય તો શા માટે? ન ગમતું હોય તો શા માટે?

'લેખકજીવન' એટલે શું? માનવજીવન કરતાં લેખકજીવન કયી રીતે જુદું છે? 'લેખકજીવન' એટલે લેખનના ઉપર જ જીવનનિર્વાહ માટે આધાર રાખતા લેખકોનું જીવન એવો તમારા મનમાં અર્થ હોય તો આ પ્રશ્ન મને બહુ લાગુ પડી શકે એમ નથી. લેખનના કાર્યમાંથી હું જીવનનો નિર્વાહ તો શું, પણ મહિનાની દવાનો ખર્ચ પણ ભાગ્યે જ કાઢી શકું. 'લેખક-જીવન' એટલે જે જે લેખકો હોય તેનું જીવન એવો અર્થ જો અભિપ્રેત હોય તો આ પ્રશ્ન મને લાગુ પડે. પરંતુ હું લખું છું ને તે છપાય છે, તેટલા પરથી લેખકજીવન જેવું કોઇક વિશિષ્ટ પ્રકારનું જીવન હું જીવતો હોઉં એમ મને નથી લાગતું. દાખલા તરીકે પત્રો-કાગળો પણ લખું છું-લેખો કરતાં વધારે પ્રમાણમાં લખું છું. પણ તેથી 'ટપાલ-જીવન' જેવું કોઇ વિશિષ્ટ પ્રકારનું જીવન હોઇ શકે એમ મને લાગતું નથી.

તમારા પૂછવાની એમ મતલબ હોય કે લેખો લખવાનું મને ગમે છે કે નહિ તો એનો જવાબ દઇ શકાય. પહેલાં લેખો લખતાં મને આનંદ આવતો. હવે તો કંટાળો આવે છે. એનાં બે કારણો હોય એમ મને લાગે છે.

પહેલું: લખતાં જે શારીરિક શ્રમ પડે છે તે. લખતાં પણ હું થાકી જાઉં છું અને મને શ્રમ જેવું લાગે છે તેનું કારણ શારીરિક નિર્બળતા નથી. પણ લખવામાં શરીર અને મન બન્નેની ચંચલતા પર સારી પેઠે કાબૂ રાખવો પડે છે તેનું, તથા કાગળ ને કલમ જેવી ક્ષુદ્ર વસ્તુઓની મદદ વડે જ મારા વિચારોને હુ વ્યકત કરી શકું છું તેનું ભાન મને ખેદ ઉપજાવે છે. એ ખેદને લીધે બહુ મહેનત ન પડતી હોવા છતાં હું ભારે પરિશ્રમનું કામ કરી રહ્યો હોઉં એમ લખતી વેળા મને લાગે છે.

એ સિવાય વાડકામાં પુરાએલો મંકોડો, વાડકો ઉપાડી લીધા પછી પણ વાડકાની હદની અંદર થોડી વાર સુધી ગોળગોળ ફર્યા કરે છે, તેમ લખાણ

પૂરું થઈ ગયા પછી પણ મારું મગજ એ વિષયના વર્તુલમાં ફરે છે, અને મોટે ભ ગે મોડી રાતે લખતો હોવાથી, લેખ લખી રહ્યા પછી મગજ ચકકરે ચઢી જવાને લીધે ઊંઘ રિસાઇ જાય છે. આથી બીજે દહાડે થાક લાગે છે.

લખવાનો કંટાળો આવવાનું બીજું અને મહત્ત્વનું કારણ તે એનાથી વાચનમાં વિક્ષેપ પડે છે એ છે. "જીવીશ બની શકે તો એકલાં પુસ્તકોથી" એમ ફકત ઊધઈ કહી શકે, પરંતુ કલાપીએ એમ પોતાને માટે કહ્યું છે અને મને પણ એવી ઇચ્છા તો થાય છે—જો કે એ બની શકે એમ નથી એ હું જાણું છું. વાંચવાનું મને લગભગ ગાંડપણ છે. લગભગ દુર્વ્યસન કહેવાય એવી એ ટેવ પડી ગઈ છે. અવ્યવસ્થિત રીતનું, ઢંગધડા વગરનું, કોઇ પણ વિષય પરત્વેનું નહિ, એવું મારું વાચન મને પંડિત કે અભ્યાસી બનાવી શકતું નથી, પણ આળસુ તો જરૂર બનાવે છે. સૂતા પહેલાં કંઈ ને કંઈ તો વાંચવું જ જોઈએ. એક વખત હું પરગામ ગયો હતો ત્યાં વાંચવા માટે મને કંઈ ન મળ્યું ત્યારે "દેશી હિસાબ"ની ચોપડી એક નાનકડા બાળક પાસેથી લઇને, સૂતા પહેલાં મારે તે વાંચવા બેસવું પડયું હતું. આ વાચનકાર્યમાં લેખ લખવા બેસું છું તો ભારે વિક્ષેપ પહોંચે છે અને તેથી લખવા પર કંટાળો આવે છે. એ ઉપરાંત આટલું બધું વાંચવાનું પડયું છે તેમાં મારે ઉમેરો શા માટે કરવો એમ થાય છે.

## લખતી વેળા કંઈ ખાસ ટેવ, જે વિના ચાલે જ નહિ?

ખાસ ટેવ તો કોઈ નથી. પાન ખાઉં છું ખરો. પણ તે ફકત લખતી વેળા જ ખાતો નથી. હજામત, સ્નાન, ભોજન ને શયનના સમયને બાદ કરતાં લગભગ આખો વખત હું પાન ખાયા કરું છું, તેમ લખતી વેળા પણ ખાઉં છું. પણ તેના વિના ચાલે જ નહિ એમ નથી.

મોટા તકીઆ પર કાગળનો થોકડો મૂકી હીંચકા પર બેસીને લખવું મને વધારે ફાવે છે. પણ મેં આગળ કહ્યું તેમ મારે ગમે ત્યારે, ગમે તેવી સ્થિતિમાં લખવું પડે છે, એટલે લખવા માટે આ તો જોઇશે જ ને તેના

વિના તો નહિ જ ચાલે એવો આગ્રહ રાખવો મને પાલવે એમ નથી.

**વકતા તરીકે તમને વધારે ફાવે છે કે લેખક તરીકે?**

વકતા તરીકે. કારણ કે લખવા કરતાં બોલવાનું હું પાંચસાત વર્ષ વહેલો શીખ્યો હતો. તે પછી પણ લખવા કરતાં બોલવાનો અભ્યાસ મેં વધારે રાખ્યો છે એટલે બોલવાના કામમાં સહેજે વધારે સફળતા મળી શકે છે. ઉપરાંત, બોલતી વેળા મને શ્રમ પડે છે, તો શ્રોતાઓને સાંભળવાનો શ્રમ પડે છે એ હું નજરે જોઈ શકું છું અને આ કાર્યથી હું એકલો જ હેરાન થતો નથી એવો સંતોષ હું અનુભવી શકું છું. લખતી વેળા મને મહેનત પડે છે પણ એ લખેલું વાંચવાની કોઈ મહેનત લેશે કે નહિ તેની મને ખબર પડતી નથી. છોકરીને 'સાપનો ભારો' ગણવામાં આવે છે, કારણ કે તેને સાચવવી પડે છે તથા સારો વર શોધી કાઢી એને પરણાવવી પડે છે ને તે પછી જમાઇની મરજી સાચવવા કંઇ કંઇ મહેનત કરવી પડે છે. છોકરા માટે તેવું કશું હોતું નથી. તે જ પ્રમાણે બોલવાના કાર્યને છોકરા સાથે અને લખવાની ક્રિયાને છોકરી સાથે સરખાવી શકાય. ભાષણ કર્યા પછી મને કાંઇ ચિંતા રહેતી નથી. એ પતી ગયું એટલે બસ. પણ લખ્યા પછી તો એને છપાવવાની, લેખો ભેગા કરી એનો સંગ્રહ કરવાની અને એ સંગ્રહ પ્રકાશકને પહોંચાડવાની એ બધી ખટપટ કરવી પડે છે. જો કે મારા પ્રકાશક શ્રી નટવરલાલ વીમાવાળા, સ્નેહલગ્નના ઉપાસકો જાતે જ કન્યા ખોળી લઇને પરણી જાય છે ને દીકરીનાં માબાપને ચિંતામુકત કરે છે તે રીતે, મારા લેખો છપાયા હોય ત્યાંથી ભેગા કરી તેમને ગ્રંથસ્થ બનાવવાની ખટપટ પોતે કરી લે છે એટલે મોટે ભાગે મને નિરાંત રહે છે. તો પણ મને કે મારા પ્રકાશકને–કોઇકને ય–એટલી તકલીફ તો લેવી જ પડે છે એટલા પૂરતું એ કામ મને બોલવા જેટલું સુતરું લાગતું નથી.

●

## પુરસ્કાર

'રેખા'માં પ્રસિદ્ધ થએલા લેખો માટે પુરસ્કાર આપવાની જાહેરાત 'રેખાના' સંચાલકે કરી તે પછી એ માસિકમાં આ નોંધપોથી પ્રગટ થવા માંડી, તે વિષે ટીકા કરતાં શ્રી. શૂળરાજ રંજાડિયાએ લખ્યું છે કે: "પંદર રૂપિયાનો પૂરબહાર પુરસ્કાર જાહેર કર્યો તેથી ઘણાં વર્ષ ગુપ્ત અને સુપ્ત રહેલી 'ગુપ્તાની નોંધપોથી' 'રેખા'માં ફરી ચિત્રો દોરતી થઈ છે."

'રેખા'માં પ્રગટ થતા લેખો માટે પુરસ્કાર આપવાની જાહેરાત અને 'રેખા'માં 'મારી નોંધપોથી' લેખમાળાની શરૂઆત એ વચ્ચે શ્રી. રંજાડિયાએ કલ્પ્યો છે તેવો કાર્યકારણ ભાવ છે કે ફક્ત કાકતાલીય ન્યાયે એમ બન્યું છે એ પ્રશ્નની ચર્ચા કરવી નથી. પરંતુ એટલું તો મારે કબૂલ કરવું જોઇએ કે પૂર્વે જ્યારે લેખો બદલ પુરસ્કાર નહોતો મળતો ત્યારે મારા લેખો માટે મને જે આદરભાવ હતો તેમાં અત્યારે વૃદ્ધિ થઈ છે. કમાઉ દીકરા તરફ પિતાને જેવી લાગણી થાય છે તેવી લાગણી મને હવે મારા લેખો માટે થવા માંડી છે.

**काव्यं यशसेऽर्थकृते** એમ કહીને મમ્મટે પણ સાહિત્ય દ્વારા કીર્તિની સાથે અર્થની પણ પ્રાપ્તિ થાય છે એમ કહ્યું છે. છતાં આપણે ત્યાં અત્યાર સુધીનો અનુભવ તો એવો છે કે સાહિત્યના સર્જનથી અર્થનું અર્જન ઝાઝું થતું નથી. પુસ્તકો પ્રસિદ્ધ કરીને કેટલાય લેખકોએ પૈસા મેળવવાને બદલે ઊલટા ગુમાવ્યા છે તે હું જાણું છું.

કીર્તિ મેળવવી હોય તો કોઈ ને કોઈ રીતે ઘસાવું પડે. કીર્તિ મફતમાં

મળતી નથી. પ્રસિદ્ધિ મેળવવા માટે પૈસા ખરચવા પડે અથવા પરસેવો પાડવો પડે. ધંધોરોજગાર બાજુએ મૂકી, બૈરીછોકરાંને ઇશ્વરને કે પડોશીને આશરે સોંપી, જાહેરજીવનમાં જાત હોમીને, કે તેમ બને એમ ન હોય અને પ્રભુએ પૈસા આપ્યો હોય, તો જાણીતી સંસ્થાઓના ફંડમાં પૈસા ભરીને પ્રજાસેવક કે દાનેશ્વરી તરીકે પ્રસિદ્ધિ પામી શકાય. અને લખતાં આવડતું હોય તો જુદા જુદા સામયિકોમાં લેખો પ્રગટ કરાવીને તથા પુસ્તકો પ્રસિદ્ધ કરીને પણ કીર્તિ મેળવી શકાય. પણ એ રીતે કીર્તિ મેળવતાં પૈસા ન મળે એટલું જ નહિ, પણ ઊલટો થોડોઘણો ખર્ચ પણ કરવો પડે. કીર્તિ સમી દુરારાધ્ય કન્યા એમ ને એમ થોડી જ વરમાળ પહેરાવવાની હતી? આ પ્રકારની વિચારસરણી પહેલાંના લેખકોમાં જોવામાં આવતી. આથી લેખો કે પુસ્તકો લખીને પૈસો મેળવવાની એ લોકો કદી ઇચ્છા જ રાખતા નહોતા.

એક જાણીતા લેખક માટે મેં સાંભળ્યું છે કે એઓ પોતાના પુસ્તકની હસ્તપ્રત લઇને પ્રકાશકોને ત્યાં ફેરા મારતા. કોઇ પ્રકાશક એમનું પુસ્તક છાપવા તૈયાર થતો તો એઓ એટલા રાજી થઇ જતા કે પુસ્તક છપાવવાનો ખર્ચ અગાઉથી જ એને આપી દેતા અને બેચાર વર્ષ પછી જ્યારે એમનું પુસ્તક પ્રસિદ્ધ થતું ત્યારે દોઢસો નકલ પોતે એ પ્રકાશક પાસેથી ખરીદ કરીને મિત્રોને ભેટ તરીકે મોકલાવતા ને તે ઉપરાંત પ્રકાશકને ત્યાં એ પુસ્તક પડી રહે તેનું ભાડું એ ભરતા અને પુસ્તકની જાહેરખબરનો ખર્ચ પણ એ પોતે જ ભોગવતા. પુસ્તકના વેચાણમાંથી જે નફો થતો તે બધો પ્રકાશકને જ મળતો, અને આ બધું છતાં પ્રકાશકે પોતાના ઉપર ભારે ઉપકાર કર્યો છે એમ એઓ માનતા.

આવા જ બીજા સજ્જનનો અનુભવ, હું એક સામયિકના ઉપતંત્રી તરીકે કામ કરતો હતો ત્યારે મને થયો હતો. સત્તર જણના લવાજમ લઇને એઓ મારી પાસે આવ્યા ને લવાજમ ભરીને તેની રસીદ લીધા પછી પોતાની થેલીમાંથી એક નાનકડું પાકિટ કાઢી મને આપીને બોલ્યા:

"આમાં તમારા માસિક માટે છ કવિતાઓ છે. જોઇએ તો એક જ અંકમાં બધી છાપજો, અથવા દરેક અંકમાં એકેક કે બબ્બે છાપજો."

"તમારી કવિતાઓ હું તંત્રીને મોકલાવી આપીશ ને તેઓ કહેશે તે પ્રમાણે એની વ્યવસ્થા થશે." મેં જવાબ દીધો.

ચારેક મહિના થયા પણ કવિતા અમારા માસિકમાં પ્રસિદ્ધ થએલી ન જણાઇ એટલે એઓ ફરી મારી પાસે આવ્યા ને બીજા સાત જણના લવાજમ ભરીને એમણે કહ્યું: "હવે તો હું ધારું છું કે તમે મારી કવિતાઓ છાપશો. આ ચોવીસ જણાનાં લવાજમ ભર્યાં છે તે મેં મારી ગાંઠથી ભર્યાં છે. કવિતાઓ તમે સુધારીને કે જોઇએ તો તદ્દન ફેરવી નાખીને છાપો તો પણ મને વાંધો નથી. અને તમે જો ફોટો છાપતા હો તો હું મારો બ્લોક કરાવીને મોકલી આપું. તમારે માથે કંઈ પણ ખર્ચ નહિ આવે."

આથી કંઇક જુદી રીતનો, પણ પૈસા ખરચ્યા વિના કીર્તિ ન મળે એ સિદ્ધાંતનું સમર્થન કરતો, અનુભવ મને થોડા વખત પર જ મળ્યો.

હિંદુસ્તાનના મહાન પુરુષો વિષેનું પુસ્તક પ્રસિદ્ધ કરવાની શુભેચ્છાથી પ્રેરાઇને એક મહાન પુરુષ મને મળવા આવ્યા. થોડીઘણી આડીઅવળી વાતચીત કર્યા પછી એમણે કહ્યું: "હિંદુસ્તાનના બધા મહાપુરુષો વિષે એક સચિત્ર પુસ્તક હું પ્રગટ કરવા ધારું છું."

"સારી વાત છે." મેં જવાબ દીધો.

"તે માટે તમારું ચરિત્ર—બે ત્રણ પાનાં જેટલું—ને તમારો ફોટો મારે જોઇએ છે." એમણે કહ્યું.

"મારું?—મારું ચરિત્ર?" નવાઇ પામીને મેં પૂછ્યું.

"હા જી, મારા પુસ્તકમાં તમારું ચરિત્ર પણ આવશે." એમણે કહ્યું.

"પણ હું કંઈ મહાપુરુષ નથી." મેં જવાબ દીધો.

"એ તો આપ એમ જ કહો. પણ અમે જાણીએ કેની! આપ કહો તે વખતે આપની પાસે મારો માણસ આવશે તેને આપનું જીવનચરિત્ર તથા

આપનો ફોટો આપજો." એમણે કહ્યું, ને પછી ધીરેથી ઉમેર્યું: "ને બની શકે તો, ભેગા ભેગા પચીસ રૂપિયા પણ એની સાથે જ મોકલાવશો તો આભાર થશે. એ અમારા પુસ્તકનું લવાજમ છે."

"પણ તમારા પુસ્તકમાં મારું ચરિત્ર ને મારો ફોટો પ્રસિદ્ધ થવાના હોય તો પછી મારે એનું લવાજમ ભરવાનું હોય નહિ." મેં કહ્યું.

"આપની વાત ખોટી નથી. પણ અમારે ખર્ચ કરવો પડશે ને! જેના જેના ચરિત્રો અમે પ્રસિદ્ધ કરવાના છીએ તે બધા જ લવાજમ આપવાના છે." એમણે કહ્યું.

"તો તો મારે વિચાર કરવો પડશે. મને ઠીક લાગશે તો પુસ્તક પ્રસિદ્ધ થયા પછી હું તે ખરીદ કરીશ. પણ પહેલેથી પૈસા આપવા એ મને વાજબી લાગતું નથી." મેં કહ્યું.

થોડી વાર એ મૂગા રહ્યા ને પછી મહાપુરુષત્વ પ્રાપ્ત કરવાને માટે પણ પચીસ રૂપિયા જેવી મામૂલી રકમ આપવાની ના પાડે એવો કંજૂસ માણસ મહાપુરુષના પદ માટે લાયક હોય જ શી રીતે?–એમ લાગવાથી એમણે કહ્યું: "તો પછી કંઇ તસ્દી લેવાની જરૂર નથી. ચાલો, સાહેબજી." આમ મહાપુરુષત્વ મારી સામે આવીને સરી ગયું!

પણ હવે જમાનો બદલાયો છે. અર્થનું પ્રાધાન્ય કવિતામાં જ નહિ, પણ જીવનનાં બધાં ક્ષેત્રોમાં છે એ મહાન્સત્યનું ભાન સાહિત્યકારોને પણ થવા માંડ્યું છે. કીર્તિ ભલે ગમે તેટલી કમનીય ને દુરારાધ્ય કન્યા હોય પણ એને એકલીને મેળવવા ફાંફાં મારવા કરતાં, જેમ કેટલીક ન્યાતોમાં વહુ ભેગો વાંકડો પણ મળે છે તેમ, કીર્તિ આવે તો ભલે પણ સાથે પૈસા પણ લેતી આવે એવા પ્રયત્ન કરવાની જરૂર છે એમ આજના આપણા તરુણ લેખકોને લાગવા માંડ્યું છે. "તમે જેની જેની પાસેથી કંઇ પણ કામ લો છો તે બધાને પૈસા આપો છો. ઘાંચી, મોચી, કારકુન, હજામ ને ગવર્નર એ બધાને એના કામ બદલ વેતન મળે છે તો અમે શો ગુનો કર્યો કે અમને જ કંઇ ન મળે? તમે અમારું લાંબા વખત સુધી શોષણ કર્યું

છે. અમે ઉપોષણ કરીને તમારું પોષણ કર્યું છે. પણ હવે એ નહિ ચાલે. આ સ્થિતિ હવે અમે નિભાવી લેવાના નથી." એમ લેખકોએ રાતી આંખે ને બુલંદ અવાજે પ્રકાશકો ને સામયિકોને કહેવા માંડયું છે.

'પુરસ્કાર વગર અમે કદી પણ નહિ લેખ આપીએ' એવી પ્રતિજ્ઞા કેટલાક લોકોએ જાહેર રીતે લીધી છે. એક લેખક તો આ બાબતમાં એટલા મક્કમ છે કે કોઇના પર પત્ર લખે છે તે પણ વી. પી. થી મોકલાવે છે. "હું કંઈ પણ લખું; પછી તે લેખ હોય, નિબંધ હોય, પત્ર હોય કે ચિઠ્ઠી હોય, ગમે તે હોય, પણ તેનો પુરસ્કાર મને મળવો જ જોઇએ' એમ એઓ ભારપૂર્વક કહે છે. એમના એક વેપારી મિત્રે એમની સાથે દલીલ કરતાં કહ્યું હતું: "ભલા માણસ, પૈસા લેવાની તે પ્રતિજ્ઞા હોય? કોઈ સેવાભાવનાથી કામ કરવાનું હોય, દાન આપવાનું હોય તો તેની પ્રતિજ્ઞા લો એ સમજાય એવું છે. લેખકો અત્યારના બ્રાહ્મણો છે. અસલના બ્રાહ્મણો વિદ્યાનું દાન કરતા, તેમ લેખકે પણ જ્ઞાનનું દાન કરવું જોઇએ. આને બદલે, વિદ્યાદાનની પ્રતિજ્ઞા કરવાને બદલે તમે તો વિદ્યા વેચવાની પ્રતિજ્ઞા કરો છો!" વર્તમાનપત્રો તેમ જ પુસ્તકો પણ મફત જ વાંચવાની ટેવવાળા એ વેપારી સજ્જનને એમ લાગે એમાં નવાઈ નથી. પણ નિયતિએ ઘડેલા નિયમોથી જુદા જ પ્રકારની સૃષ્ટિ સરજાવનારા સાહિકારોને પણ કુદરતે પેટ આપ્યું છે. નિયતિના નિયમને વશ થઇને એ પેટનો ખાડો પૂરવાની એમને પણ ફરજ પડે છે અને તે માટે પૈસાની જરૂર પડે છે. એટલે જે જમાનામાં પિન ને પિયાનાથી માંડીને કન્યા ને વરો પણ વેચાય છે તે જમાનામાં લેખકોને વિદ્યા વેચવી પડે તો તેમાં કંઈ નવાઇ પામવા જેવું નથી.

અમદાવાદમાં મળેલા લેખક મિલનમાં આ પ્રશ્ન વિષે ગંભીર ચર્ચા કરવામાં આવી હતી એમ એ મિલનના પ્રસિદ્ધ થએલા અહેવાલો પરથી જણાય છે. લેખકોને પૂરતું વેતન મળવું જોઇએ, પ્રકાશકો ગ્રંથકારોને છેતરીને એમની પાસે પરસેવો પડાવીને પોતે તાલેવંત બને છે તે માટે

ઉપાય કરવો જોઇએ; બીજા બધા ધંધાદારીઓ પોતાની આર્થિક સ્થિતિ સુધારવા માટે પગલાં ભરી રહ્યા છે તો લેખકોએ પણ એ દિશામાં ગતિ કરીને શ્રી અને સરસ્વતીના શાશ્વત વિરોધભાવને મટાડવા માટે કટિબદ્ધ થવું જોઇએ. આ બધું થઈ શકે તે માટે લેખકોનું એક મંડળ 'ટ્રેઈડ યુનિયન'ના ધોરણે, એટલે કે અત્યારે જે રીતનાં મજૂરમંડળો, કામદારસંઘો વગેરે છે તે જાતનું લેખકનું પણ કાયદેસરનું મંડળ રચાવું જોઇએ એવી સૂચના ત્યાં કરવામાં આવી હતી.

આ પ્રશ્ન ખરેખર વિચાર કરવા જેવો છે. એના પર કોઈ જાતનો વિચાર ત્યાં કરવામાં નહોતો આવ્યો એટલા માટે નહિ, પરંતુ વિચાર કરવા માટે એ બહુ ઉત્તમ વિષય છે તે કારણે, તેમજ એને અંગે બીજી એટલી બધી બાબતોનો વિચાર કરવાનો પ્રાપ્ત થાય છે કે એ વિષે વિચાર કરવાથી બીજું કંઈ નહિ તો બુદ્ધિને સરસ કસરત મળશે અને એ રીતે પણ ફાયદો જ થશે.

લેખકોનું 'ટ્રેડ યુનિયન'–'ધંધાદારી મંડળ' સ્થાપવું હોય તો પહેલાં તો લેખકનું કાર્ય એ કોઇ જાતના ટ્રેડ–ધંધા જેવું છે કે નહિ તે નક્કી કરવું જોઇએ. અત્યારની સ્થિતિ જોતાં, લેખક જે સાહિત્યસર્જનનું કાર્ય કરે છે તે ધંધાદારી કામ હોય એમ બીજાઓને જ નહિ, પણ લેખકને પોતાને પણ લાગતું હોય એમ જણાતું નથી. પ્રથમ તો કોઈ પણ ધંધો મનુષ્ય અર્થપ્રાપ્તિ માટે સ્વીકારે છે. ભાગ્યે જ કોઈ પણ લેખક અર્થોપાર્જન ખાતર લેખનનું કામ ઉપાડે છે. નર્મદે કલમને ખોળે માથું મૂકી માત્ર સાહિત્યોપાસના દ્વારા જીવનનિર્વાહ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી; તે પછી 'કૌમુદીસેવકગણ'ની સ્થાપના કરી શ્રી વિજયરાય તથા શ્રી વિશ્વનાથે પણ એ જ પ્રકારે સાહિત્યસેવા કરી જીવનનિર્વાહ ચલાવવા માટે કમર કસી હતી અને ઉત્તર વયમાં કવિવર ન્હાનાલાલે સાહિત્યસર્જન સિવાય અર્થપ્રાપ્તિ માટે બીજી કોઇ પણ પ્રવૃત્તિનો આશ્રય લીધો નહોતો. પરંતુ આ અપવાદો બાદ કરતાં–ખરી રીતે જોતાં, એ અપવાદો પણ સાચા અપવાદો

છે કે નહિ તે વિષે વાદ થઈ શકે એમ છે, છતાં એ અપવાદોને ખરા તરીકે સ્વીકારી લઇને કહીએ કે એ અપવાદો બાદ કરતાં ભાગ્યે જ કોઈ સાહિત્યકાર અર્થોપાર્જન ખાતર સાહિત્યસર્જન પર આધાર રાખતો હશે. કોઈ વકીલ, કેટલાક પત્રકાર ને ઘણા શિક્ષક કે પ્રાધ્યાપક બનીને એ ધંધામાંથી પૈસા પ્રાપ્ત કરી બાકીના વખતમાં સાહિત્યસર્જનનું કામ કરે છે. ઑફિસ કે ધંધાના કામમાંથી પરવાર્યા પછી નવરાશના વખતે જેમ કેટલાક મનુષ્યો, ક્રિકેટ, ટેનિસ આદિ રમતો રમવામાં કે કલબમાં જઇને પાનાં ખેલી ગપ્પાં મારવામાં સમય ગાળે છે તેમ આપણા સાહિત્યકારો દિવસનો મોટો ભાગ અન્ય વ્યવસાયમાં ગાળી વખત મળે તો અને ત્યારે બે ઘડી આનંદ મળે તે ખાતર સાહિત્યસર્જનની પ્રવૃત્તિ આદરે છે.

વળી સાહિત્યસર્જનનું કાર્ય 'ટ્રેઇડ' અર્થાત્ ધંધાદારી કાર્ય જેવું ગણાય એમ કરવું હોય, તો અત્યારે એ મોટે ભાગે સાહિત્યકારની પ્રધાન પ્રવૃત્તિ ન હોતાં ગૌણ પ્રવૃત્તિ સમું બન્યું છે તેને બદલે સાહિત્યકારની એ મુખ્ય પ્રવૃત્તિ સમું બનવું જોઈએ. સાહિત્યકારે સાહિત્યસર્જનની પ્રવૃત્તિ પોતાની વૃત્તિ અર્થાત્ નિર્વાહના એક માત્ર સાધન સમી ગણી એ સિવાયનાં બીજાં કામોનો ત્યાગ કરવો જોઇએ. અત્યારે એક ધંધામાં પડેલો માણસ બીજો ધંધો કરતો નથી. મોચી જોડા સીવવા ને વેચવાનું કામ કરે છે, એ સુથાર ને લુહારનાં કામો કરવા તૈયાર થતો નથી. વકીલો અદાલતમાં જઇને કેસ લડવાનું જ કામ કરે છે, પણ કેટલાકને ઘણી નવરાશ હોય છે તે છતાં તેઓ શિક્ષકનું કે ડૉકટરનું કામ કરતા નથી. અરે! ચોર પણ બીજો ધંધો કરે છે તે માત્ર દેખાવ પૂરતો; ચોરીનો ધંધો સારી રીતે થઈ શકે તેટલા માટે. હા, કેટલાક બીજો ધંધો કરવા છતાં શેરબજાર, રૂબજાર, રેઇસ, શબ્દવ્યૂહની હરીફાઇ, 'ટ્યુશન' આદિનો આશ્રમ લે છે પણ તે એમનો ધંધો ગણાતો નથી.

આમ લેખકોનું ટ્રેઈડ યુનિયન સ્થાપવું હોય તો પહેલાં તો લેખનના કાર્યને ધંધાદારી રૂપ આપવું જોઇએ. અને તેમ થઈ શકે તે ખાતર લોકોએ

બીજાં બધાં કામો છોડી દઇને ફક્ત લખવાનું જ કામ કરવું જોઇએ. પણ એમ કેમ થઇ શકે ? એમ થાય તો લેખકો ભૂખે ન મરે ? એવી શંકા કદાચ કોઇને થશે. એનો જવાબ એટલોજ છે, કે જેમ જનાબ ઝીણા સાહેબ કહે છે કે " મુસ્લિમોની સંખ્યા જ્યાં વધારે છે તેવા પ્રાંતોમાં એમને સ્વતંત્રતા મળે ને પાકિસ્તાનની સ્થાપના થાય તે ખાતર જે પ્રાંતોમાં મુસ્લિમો અલ્પ સંખ્યામાં છે તે પ્રાંતોમાં એમને હિંદુઓની સત્તા નીચે રહેવું પડે ને કચરાવું પડે તો મુસ્લિમોની સુખસગવડ આદિનો એટલો ભોગ આપવા તૈયાર છું" તેમ સાહિત્યની પ્રવૃત્તિનો ધંધાદારી પ્રવૃત્તિ તરીકે સ્વીકાર થઇ શકે ને બધા લેખકોને પૂરતું વેતન મળી શકે તે ખાતર જો થોડા સાહિત્યકારોને ભૂખે મરવું પડે એમ હોય તો એમણે ભૂખે મરીને પણ પોતાના અન્ય બંધુઓની આર્થિક સ્થિતિ સુધારવા તૈયાર થવું જોઇએ.

અવેતન રંગભૂમિનો ઉદ્ધાર કેમ થતો નથી, 'એમેચ્યોર' કલાકારો ધંધાધારી નટ–નટીઓની પેઠે લોકપ્રિય કેમ થતા નથી અને ધંધાદારી નાટક કંપનીઓના ખેલોના સો સો ને દોઢસો દોઢસો પ્રયોગો થયા છતાં હજી યે એ ખેલો જોવા લોકોની મેદની જામે છે, તેમ આપણા અવતેન કલાકારો જે શિષ્ટ નાટકો રજૂ કરે છે તેના બેથી વધારે પ્રયોગો કરવાનું સાહસ કદાચ કોઇ કરે તો જોનાર કરતાં ભજવનારની સંખ્યા વધારે રહે છે તેનું શું કારણ ? આ જાતના પ્રશ્નો કેટલાક અભિનયરસિક વિદ્યાર્થીઓએ પૂછ્યા હતા.

એના જવાબમાં મેં કહ્યું હતું કે અવેતન રંગભૂમિ એ શબ્દપ્રયોગ જ એક રીતે ખોટો છે. નાટક ભજવનારાઓને એમાંથી કંઇ પ્રાપ્તિ થતી નથી એ સાચું, પણ એ નાટક જોવા જનારાઓને તો ટિકિટના પૈસા ખરચવા પડે છે. આપણા શિષ્ટ નાટક ભજવનારા કલારસિક અભિનેતાઓને મન નાટયપ્રયોગ એ ગૌણ વસ્તુ છે.

એઓ એકાદબે વાર પ્રયોગ કરે છે ને પછી બંધ થઇ જાય છે. એ પછી બીજા અભિનયરસિકો કોઇ બીજું નાટક ભજવી બતાવે છે ને પછી તેઓ શાંત થઈ જાય છે. તે પછી કોઈ ત્રીજું મંડળ ત્રીજા કોક નાટકનાં બેએક પ્રયોગ કરી નિદ્રસ્થ બને છે. વળી પહેલું મંડળ જાગી ઊઠે છે ને કોક નવા નાટકના બેએક પ્રયોગો કરીને પાછું શાંત થઈ જાય છે: આમાં રંગભૂમિનો ઉદ્ધાર કે એની પ્રગતિ શી રીતે થાય? અમુક સ્થળે જવા માટે કોક માણસ નીકળ્યો હોય, એ થોડું ચાલે ને અટકી જાય ને ફરી પાછો ઘેર આવે; એ પછી બીજો માણસ એ માર્ગે પ્રસ્થાન કરે ને થોડી વાર ચાલી તે પણ પાછો ઘેર આવે. ત્યાર બાદ કોઈ ત્રીજો માણસ એ જ રસ્તે જરા ચાલીને પાછો આવે; ને વળી પહેલા માણસને મન થઇ આવે તે થોડાં ડગલાં ભરીને કામ પત્યું કરીને ઘેર પાછો આવે; તો કોઇ પણ માણસ એ રીતે નિર્દિષ્ટ સ્થાને કેવી રીતે પહોંચી શકે? એ પ્રમાણે થોડાક ચમકારા કરીને આથમતી જતી આપણી અચેતન રંગભૂમિ પ્રગતિ શી રીતે કરી શકે? પ્રગતિ કરવા માટે સતત ગતિ કરવી જોઇએ. ગતિના સાતત્ય વગર પ્રગતિનો સંભવ નથી. આટલા માટે આપણી રંગભૂમિનો ઉદ્ધાર કરવાની જેમને ઉત્કંઠા હોય તેમણે એ દિશામાં પ્રયાસ કરવા જોઇએ. જેની પાસે પૈસાની ખોટ ન હોય તેઓ ભલે એ કામ મફત પ્રીત્યર્થે કરે. પણ જેમને પૈસાની જરૂર છે તેમણે એને ધંધા તરીકે સ્વીકારી લઇ નાટકના ઉદ્ધારના કામમાં લાગી જવું જોઇએ.

રંગભૂમિ માટે ઉપર કરેલી વાત સાહિત્યને માટે પણ એટલી જ સાચી છે. સાહિત્ય ને સાહિત્યકારનો ઉદ્ધાર કરવો હોય તો એનો ધંધા તરીકે, જીવનનિર્વાહના મુખ્ય સાધન તરીકે—સ્વીકાર થવો જ જોઇએ. ઇંગ્લંડ, અમેરિકા આદિ દેશોમાં લેખકો માત્ર લખવાનો જ ધંધો કરીને સારી કમાણી કરી શકે તો આપણે ત્યાં પણ તેમ કેમ ન થઇ શકે? હા, શરૂઆતમાં થોડીક તકલીફો વેઠવી પડશે, પરંતુ પાછળથી સાહિત્યની ધંધા તરીકે

પ્રતિષ્ઠા જામતાં બીજા ધંધાની પેઠે એ પણ કમાણી ને પ્રતિષ્ઠા બંનેનું સાધન બની શકે. ધંધા તરીકે સાહિત્યની પ્રતિષ્ઠા શી રીતે જામે તેનો વિચાર કરવા જેવો છે. એ સંબંધે યોજનાઓ ઘડી તેનો તાકીદે અમલ કરવાની જરૂર છે. મેં એ વિષે થોડોક વિચાર કર્યો છે. પરંતુ હજી સુધી મેં સાહિત્યપ્રવૃત્તિને ધંધા તરીકે સ્વીકારેલી ન હોવાથી એ વિષે લખવાનો હમણાં મને અવકાશ નથી.



# શરબત વિ૦ દીવેલ

હમણાં થોડા વખત પર અમદાવાદમાં ભરાયેલા લેખકમિલનને પ્રસંગે તરુણ લેખકોને સંબોધીને શ્રી. મેઘાણીએ જે ઉદ્‌બોધન કર્યું તે ઘણાને ઘણું ગમ્યું છે. એમણે એક વાત કહી છે તે બહુ મહત્ત્વની છે. પરબ્રહ્મના ઉપાસકની પેઠે શબ્દબ્રહ્મના ઉપાસકને પણ તપશ્ચર્યા કરવાની જરૂર છે. લેખક તરીકે જાણીતા થવાની આકાંક્ષા સેવનારે એ માટે યોગ્યતા કેળવવા પુષ્કળ પરિશ્રમ કરવાની જરૂર છે. પોતે લખ્યું એટલે તરત એ પ્રસિદ્ધ થઈ જવું જોઇએ એવો આગ્રહ રાખવો અનુચિત છેઃ આવી મતલબની શિખામણ એમણે ઊગતા લેખકોને આપી હતી.

સિદ્ધાંતની દૃષ્ટિએ શ્રી. મેઘાણીની વાત ખોટી નથી; પરંતુ કાલની દૃષ્ટિએ, એટલે કે અત્યારનો કાલાચાર જોતાં, એમણે આપેલી સલાહ બરાબર નથી એમ કહેવું જોઇએ. અત્યારનો સમય પ્રગતિનો એટલે કે વેગનો છે. છેક પ્રાચીન કાળમાં દુનિયા ઊંઘતી હતી; તે પછી સૈકા વીત્યા ત્યારે એ આળસ મરડીને બેઠી થઈ; પછી પાછાં સહસ્ર વર્ષો વીત્યાં ત્યારે એ ઊભી થઈ; એ બાદ શતકોનાં ચક્રો ફરી વળ્યાં અને ચાલવા માંડ્યું; એ પછી પણ અનેક વર્ષો વીત્યાં ને એણે દોડવાનો આરંભ કર્યો; અને હવે એણે ઊડવા માંડ્યું છે.

એમ. એ.ની પરીક્ષા માટે મારે બ્રહ્મસૂત્ર પરનું શાંકરભાષ્ય કરવાનું હતું. અત્યારે એમ. એ. ના વિદ્યાર્થીઓને 'ટર્મ' ભરવાની હોય છે અને પ્રાધ્યાપકો એમને શીખવે છે અથવા એવો દેખાવ કરે છે, તેમ અમારા

વખતમાં ન હતું. અમારે તો અમારી મેળે જે મળે તેની પાસે શીખી લેવું પડતું હતું. એટલે વેદાંતમાં પારંગત એવા એક સ્વામીજી પાસે જઈ મેં પ્રાર્થના કરીઃ "સ્વામીજી મારે શાંકરભાષ્ય આપની પાસે શીખવું છે. આપ કૃપા કરીને મને શીખવશો ?"

સ્વામીજીએ મારી વિદ્યાભિમુખતા–ખાસ કરીને પ્રાચીન વિદ્યા માટેની અભિમુખતાથી પ્રસન્ન થઈને કહ્યું: "જરૂર, કાલથી જ આવવા માંડ."

"કેટલો સમય લાગશે ?" મેં પૂછ્યું.

"બાર વર્ષ થશે." એમણે ઉત્તર વાળ્યો.

થોડી વાર તો હું આશ્ચર્યથી અવાક્ થઇ ગયો. પછી બોલ્યો: "પરંતુ સ્વામીજી, મારે તો આવતે વર્ષે પરીક્ષા આપવાની છે ને તે માટે શાંકરભાષ્ય ઉપરાંત રામાનુજના ભાષ્યનો પણ અમુક ભાગ, ઋગ્વેદનું એક મંડળ ને નિરુકત પણ કરવાનાં છે. એક વર્ષમાં જ મારે આ બધું કરી નાંખવાનું છે. આપની પાસેથી એ ત્રણ મહિનામાં જ મારે શાંકરભાષ્ય શીખી લેવું છે."

હવે સ્વામીજી આશ્ચર્યથી અવાક્ થઇ ગયા ને મારી સામું જોઇ રહ્યા. આશ્ચર્યનો ભાવ જારી રાખતાં એમણે કહ્યું: "તું જો કોઇ યોગભ્રષ્ટ આત્મા હોય તો તો કદાચ આ બની શકે. બાકી એ તો અસંભવિત છે."

"હું યોગભ્રષ્ટ આત્મા નથી. કેટલાક મને ભ્રષ્ટ આત્મા માને છે. પણ હું તો સામાન્ય પુરુષ છું." મેં કહ્યું.

"ત્યારે આટલી અલ્પાવધિમાં તું શાંકરભાષ્ય નહિ શીખી શકે." સ્વામીજીએ જણાવ્યું. આખરે મેં એક નિવૃત્ત પ્રાધ્યાપકની મદદ લઈ ત્રણચાર મહિનામાં શાંકરભાષ્ય વાંચી નાંખ્યું.

શ્રી. મેઘાણીની દૃષ્ટિ કંઈક અંશે ઉપર્યુક્ત સ્વામીજીના સરખી છે. એમની બંનેની વાત મુદ્દે સાચી છે. પણ એ પ્રાચીન કાળમાં શક્ય ને ઇષ્ટ

હતુ. આજે એમ થઈ શકે તેમ નથી. શાંકરભાષ્ય પાછળ બાર વર્ષ ગાળીને કદાચ સંન્યાસી થઈ શકાય, પણ એમ. એ. ન થઈ શકાય. શાંકરભાષ્ય લઇને એમ. એ. થવું હોય તો વરસની અંદર એ પૂરું કર્યે જ છૂટકો. તેજ પ્રમાણે લેખક તરીકે ખ્યાતિ મેળવવી હોય તો પંદરવીસ વર્ષ સરસ્વતીની આરાધના પાછળ ગાળી નાંખવા એ કોઈ રીતે પોસાય એમ નથી. સિદ્ધિ મેળવવા માટે પ્રસિદ્ધિને વા ખાતી રાખવી પડે એ આ જમાનામાં બની શકે એમ નથી. પિંગળ શીખીને પછી જ કવિતા રચવાનો કોઈ આગ્રહ રાખે તો એ ઘરડો થાય ત્યારે કદાચ બેચાર કાવ્યો લખી શકે અને તે પણ એવાં કે કોઈ વાંચે નહિ અને કદાચ કોઈ વાંચે તો કહે કે મુક્ત છંદના આ યુગમાં છંદની ગુલામી કરનાર આ જૂનવાણી માનસનો કવિ ક્યાંથી પાક્યો? પ્રગતિશીલ તરીકે એનો સ્વીકાર કરે નહિ.

કલાસાધના માટે તપશ્ચર્યા અવશ્યક છે એ સાચું છે. કેવળ કલાની જ નહિ, પણ કોઈ પણ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે ત્યાગ, સંયમ ને તપશ્ચર્યાની જરૂર રહે છે. પૈસા જેવી વસ્તુ મેળવવા માટે પણ કેવી ભગીરથ તપશ્ચર્યા કરવી પડે છે તે સર્વને વિદિત છે. લક્ષ્મીને પ્રસન્ન કરવા ખાતર કેટલાયે મારવાડીઓ ને પરદેશીઓ અહીં આવીને રહે છે ને વીસવીસ વર્ષ પર્યંત કુટુંબને દેશમાં રાખી પરાણે બ્રહ્મચર્યવ્રતનું પાલન કરે છે; બીજા કેટલાય લક્ષ્મીના ભક્તો જૈન સાધુઓની પેઠે બધો પ્રવાસ પગપાળા જ કરે છે અને એથીય વધારે આફ્રિકા જેવા દરિયાપારના દેશમાં જઈ અનેક પ્રકારનાં કષ્ટો ઉઠાવે છે!

આમ તપશ્ચર્યા વિના સિદ્ધિ નથી—જીવનના કોઇપણ ક્ષેત્રમાં—તો સાહિત્ય જેવી બાબતમાં તો તપશ્ચર્યા વિના ચાલે જ શી રીતે? અલબત્ત, સાહિત્યકાર થવાની આકાંક્ષા રાખનારે તપશ્ચર્યા કરવી જોઈએ; પણ તે જેમ બને તેમ જલદી પૂરી થવી જોઈએ.

અસલના વારામાં નૃત્યકળા કે સંગીતકળા શીખતાં બાર પંદર વર્ષો

થતાં ને કોઈ ઉસ્તાદ પાસે વર્ષો સુધી તાલીમ લીધા પછી જ કોઇ નૃત્યકાર કે ગવૈયો મહેફિલમાં નૃત્ય કરવાનું કે ગાવાનું સાહસ કરતો. સાતઆઠ વર્ષની ઉમ્મરનો હોય ત્યારથી કોઈક નાટક કંપનીમાં કામ કરી દશ પંદર વર્ષ સુધી દિગ્દર્શકને હાથે તાલીમ ને તમાચાની પ્રસાદી મેળવ્યા પછી જ તરગાળા અથવા નાયકનો છોકરો નટ તરીકે ખ્યાતિ પામી શકતો.

પરંતુ આજે તો ત્રીશ દિવસની તાલીમ લઇને 'એમેચ્યોર' નૃત્યકારો ને પંદર દિવસની 'પ્રેક્ટિસ' પછી 'એમેચ્યોર' અભિનેતાઓ રંગભૂમિ પર આવી પ્રેક્ષકોનાં હૈયાં હરી લે છે. છ દિવસમાં સંગીતનું જ્ઞાન મેળવીને ઊગતો ગાયક જલસામાં ઊંઘતા લોકોને જગાડી શકે છે ને છ કલાકમાં કોઈ પણ વિષયમાં પારંગત બની જઈને વકતા શ્રોતાઓ પાસે તાળી પડાવી શકે છે. તો બાપડા સાહિત્યકારે શો ગુનો કર્યો છે કે એને લાંબી તપશ્ચર્યા કરવાની ફરજ પાડવી જોઇએ?

અને તપશ્ચર્યાનો પ્રકાર પણ આ જમાનામાં બદલાઇ ગયો છે એ યાદ રાખવાની જરૂર છે. અસલ સરસ્વતીની સેવા કરનારાઓ ગુરુ પાસે જઈ અધ્યયન કરતા: તેમની સેવા સુશ્રૂષા કરતા, તેમને ને તેમના કુટુંબને માટે ભિક્ષા લઇ આવતા ને બહુ લાંબા કાળ પછી ઘેર પાછા ફરી ગૃહસ્થાશ્રમ માંડીને પછી સર્જનનું કાર્ય—વ્યવહારની સૃષ્ટિનું ને શબ્દની સૃષ્ટિનું—આરંભતા. આજે તો સાહિત્યનાં પુસ્તકોનું વાચન એને જ સાહિત્યની તપશ્ચર્યા કહી શકાય. મેઘાણીનાં કે મુનશીનાં પુસ્તકો વાંચવાં, નવીન કવિઓનાં કાવ્યોનાં પુસ્તકોનાં પૂઠાં જોઈ જવાં અને સામાયિકોમાં પ્રસિદ્ધ થતાં અવલોકનો તથા સાહિત્યિક ચર્ચા વિષે થોડીઘણી માહિતી મેળવી લેવી: એટલામાં જ સાહિત્ય માટેની તપશ્ચર્યા પર્યાપ્ત થાય છે.

જેમ શરીરના આરોગ્ય ને દેહસૌષ્ઠવ માટે કસરતની જરૂર છે, તેમ સાહિત્યના સર્જન માટે અભ્યાસની આવશ્યકતા છે. પણ કસરત એ કાંઈ

નવીન વસ્તુ નથી. આપણે હંમેશાં શરીરના અંગોપાંગોનું હલનચલન કરીએ છીએ. કસરત માટે પણ એ જ કરવાનું છે. ફેર એટલો જ છે કે સામાન્ય રીતે શરીરના વિવિધ અંગોનું જેટલું હલનચલન આપણે દશ દિવસમાં કરીએ છીએ તેટલું હલનચલન કસરત કરતાં અર્ધા કલાકમાં કરવું પડે છે, અને સામાન્ય રીતે જે પ્રકારે હલનચલન કરીએ છીએ તે કરતાં જરા જુદી રીતે કરવું પડે છે. બાકી કસરત એ શરીરના જુદાજુદા અંગોનાં હલનચલન સિવાય બીજું કાંઈ જ નથી, અને એ તો આપણે રોજ કરીએ છીએ. એ જ રીતે સાહિત્ય સર્જન માટે લખવાનું કામ કરવાનું હોય છે અને એ તો ઘણાં હંમેશાં કરે છે. ફેર ફક્ત એટલો છે કે સામાન્ય રીતે જેટલું લખાણ એક માણસ વીસપચીસ વર્ષમાં કરે કેટલું લખાણ લેખકે એક દિવસમાં કરી નાંખવાનું રહે અને સાધારણ માણસ જે રીતે લખે તે કરતાં જરા જુદી રીતે સાહિત્યકાર થવાની ઇચ્છા રાખનારે લખવું જોઈએ. લેખકપદવાંચ્છુએ આથી વધારે કોઈ પણ જાતની સાધના કરવાની જરૂર નથી. જેમ કોઈને કોઇક સ્થળે જવું હોય તો આપણે તેને કહીએ છીએ કે 'ચાલવા માંડો અથવા ગાડી કરી લો', તેમ કોઈને લેખક થવું હોય તો તેને એટલું જ કહેવું બસ છે કે 'લખવા માંડ કે લખાવવા માંડ'.

અર્થોપાર્જન તરફ ઉપેક્ષાવૃત્તિ કેળવી સાહિત્યકારે તો સરસ્વતીની આરાધના જ કર્યા કરવી જોઈએ. કંઇક એ પ્રકારની સલાહ શ્રી. મેઘાણીએ આપી તે જોઇને મને આશ્ચર્ય થાય છે—અથવા નથી થતું. પહેલાં થોડી વાર આશ્ચર્ય થયું, પણ હવે નથી થતું. પુરુષે સ્ત્રીના હક્ક લૂંટી લઇને એને ગુલામ બનાવી છે એવું વારંવાર પોકાર—અલબત્ત, કોમળ ને મીઠે અવાજે પોકાર—પાડીને કહેવામાં આવે છે છતાં હકીકત એ છે કે સ્ત્રીએ જેટલા હક્ક લૂંટયા છે તેટલા પુરુષે લૂંટયા નથી. સાસુ વહુને ને વહુ સાસુને જેટલાં હેરાન કરે છે તેટલો પતિ પત્નીને હેરાન કરતો નથી. એ તો બિચારો બંને તરફથી હેરાન થાય છે. સ્ત્રીની સ્વતંત્રતા ને ઉન્નતિની આડે જેટલી સ્ત્રી

આવે છે, તેટલો પુરુષ આવતો નથી. એ જ પ્રમાણે સાહિત્યકારે જેટલો સાહિત્યકારને અન્યાય કર્યો છે એટલો બીજાએ કર્યો નથી. ખુદ સાહિત્યકારે સાહિત્યકારનો બોજો જેટલો વધારી મૂકયો છે તેટલો બીજા કોઈએ વધાર્યો નથી. સાહિત્યની સૃષ્ટિમાં જુદા જુદા વાદ, પ્રવાદ, અપવાદ ને બકવાદ ઊભા કરી સાહિત્યકારે પોતે જ અનેક પ્રકારનાં જાળાં પેદા કર્યાં છે ને એમાં સાહિત્યકારો અટવાયાં કરે છે.

સાહિત્યકલામાં પાવરધા થતાં પહેલાં સાહિત્યકારે જીવનકલાનો અભ્યાસ કરવો જોઇએ; એ નીતિમાન, ચારિત્ર્યવાન, તંદુરસ્ત ને દેખાવડો હોવો જોઇએ એવાં એવાં વિધાન અન્ય લોકો ભલે કરે—સાહિત્યકાર પોતે એમ કહે તે બહુ જ ખોટું છે.

પણ એટલેથી જ બસ થતું નથી. કવિ એ દ્રષ્ટા છે, સાહિત્યકાર પયગંબર સમો છે એમ સાહિત્યકાર ને કવિની પ્રતિષ્ઠા વધારવા ખાતર કહેવામાં આવે છે. પણ દ્રષ્ટા કે પયગંબર બનતાં કવિ ને સાહિત્યકારનો દમ નીકળી જાય છે, તેની એને ખબર હોતી નથી. કવિ દ્રષ્ટા હોય કે ન હોય; એ સ્રષ્ટા હોય તો બસ. સાહિત્યકાર પયગંબર ન હોય તો વાંધો નહિ. એ સાચા સાહિત્યનું સર્જન કરતો હોય તો બસ. ખરી રીતે કોઇ કવિ પયગંબર થયો નથી અને જેટલા પયગંબરો થયા છે તેમાંથી કોઇ કવિ નહોતો. સાહિત્યકાર એ સંદેશવાહક છે, પ્રભુનો દૂત છે એમ કહેવું—ઘણાખરા સાહિત્યકારો પ્રભુને માનતા પણ નથી એમ જાણવા છતાં એ રીતનું વિધાન કરવું—એ છતી આંખે આંધળા થવા જેવું જ નથી? લેખક કે કવિ એ કંઇ ટપાલી છે કે એને કોઇના—ઇશ્વરના કે બીજા કોઇના પણ—સંદેશા લઈ જવા લાવવા પડે?

સાહિત્યકારે સમયની સાથે ચાલવું જોઇએ. જે જે વાદ જનતામાં અમુક કાળે પ્રચલિત હોય તે તે વાદનું સમર્થન કરે એ જ રીતે એણે લખવું જોઇએ એમ પણ કહેવામાં આવે છે. લોકો ભૂખે મરે છે, દેશમાં નાના બાળ રોટલીના ટૂકડા માટે ટળવળે છે ત્યારે 'હાય રે! હાય કવિ! સંધ્યાના ગાન

તને શેણું ગમે ?' આમ કવિ જ કહે છે. લોકો ભૂખે મરે, નાનાં બાળકોને રોટલીના ટૂકડા માટે શેરીમાં રખડવું પડે એ અલબત્ત, બહુ કરુણ સ્થિતિ છે અને એનું નિરાકરણ જેમ બને તેમ જલદી થવું જોઇએ. પણ કવિ સંધ્યાના ગાન ગાતો અટકી જાય તો તેથી કાંઇ એ સ્થિતિમાં ફેરફાર નહિ થાય. કવિએ પોતાનાં કાવ્યો વડે આ વસ્તુ પ્રત્યે જનતાનું ધ્યાન ખેંચી તેને બરાબર જાગૃત કરી એ વસ્તુસ્થિતિ ટાળવા માટે પ્રવૃત્તિ થાય એવી એને ફરજ પાડવી એમ વક્તવ્ય હોય તો કવિને તે માટે સંધ્યાનાં ગાન ગાતાં અટકી જવાની કંઈ પણ જરૂર નથી. એ બંને કામ એ કરી શકે. આમ છતાં કવિને લોકો ભૂખે મરે છે માટે, કોયલનાં, સંધ્યા ને ઉષાનાં અર્થાત્ રમણીયતાનાં ગાન ગાતો અટકાવામાં આવે છે. બીજાઓ જે ધંધો કર્યા કરતાં હોય તે ભલે નિરાંતે કરે, કવિથી એના સ્વભાવધર્મને અનુસરી જેમ અનુકૂળ પડે તેમ સાહિત્યનું સર્જન થઈ શકે નહિ.

એક વાર સંધ્યા, ઉષા, રજની, જ્યોત્સ્ના, કોયલ, પ્રેમ પરિણય, સૌંદર્ય એ સર્વનો અસહકાર કરી, ભૂખમરો, દુર્દશા, દુકાળ, માખી, મચ્છર, મેલેરિયા, છૂટા છેડા, આપઘાત ને વિરૂપતાની વાતો જ આ જમાનામાં સાહિત્કારે આલેખવી જોઈએ એમ ભારપૂર્વક પ્રસંગે ને અપ્રસંગે જણાવ્યા કરતા મારા એક સાહિત્યરસિક મિત્ર શરબત પીતા બેઠા હતા. મેં એમની પાસે જઇને પૂછ્યું: "તમે પીઓ છો ?"

"હા, મંગાવું તમારે માટે ?" એમણે પ્રશ્ન કર્યો.

"મને શરદી થઇ છે એટલે શરબત હું નહિ પીઉં. પણ હું પૂછું છું તમે શરબત પીઓ છો ?" એમને મેં ફરી પ્રશ્ન કર્યો.

"કેમ, કંઈ વહેમ પડે છે ?" મારા મિત્રે જરા હસતાં પૂછ્યું.

"ના, પણ તમે જાણુતા નથી કે દુનિયામાં કબજિયાતનો રોગ વધી ગયો છે ?" મેં એમને સવાલ કર્યો.

"હા, પણ તેમાં શરબતનો શો વાંધો ? એનાથી કબજિયાત થાય છે ?"

એમણે પૂછ્યું.

"ના, પણ જ્યારે દુનિયા કબજિયાતથી પિડાઈ રહી હોય, શેરીમાં ને ઘરમાં નાનાં બાળ ને મોટા ડોસા પેટ પર હાથ પછાડી પછાડી કબજિયાતની પીડાથી અકળાતા, ગભરાતા ને પિડાતાં હોય ત્યારે હાય રે! હાય ભાઇ! તને શરબતનાં પાન શેણે ગમે?" મેં જવાબ દીધો.

"આ શી મજાક માંડી છે તમે?" એમણે જરા નવાઈ પામીને પૂછ્યું.

મેં જવાબ દીધો: "જુઓ તમે હંમેશ કહો છો કે 'શેરીમાં નાનાં બાળ ભૂખે ટળવળે છે ત્યારે કવિ, તું સંધ્યાનાં ગીત કેમ ગાય છે? ગરીબાઇનાં, દારિદ્રનાં, આપત્તિનાં, નિરાધારીનાં ગીતો ગા', તો હું તમને કહું છું જ્યારે ઘેર ઘેર લોકો કબજિયાતથી પિડાઇ રહ્યા છે ત્યારે તમે શરબત કેમ પીઓ છો? દીવેલ પીઓ, દીવેલ."

"અરે, ભલા આદમી, તમે પણ ઠીક ઠેકડી ઉડાવો છો. મારી ને તમારી વાત બરાબર છે? તમે મને દીવેલ પાવા નીકળ્યા છો પણ હું કંઈ કવિને દીવેલ પાવાનું કહેતો નથી. હું તો એની પાસેથી સમાજને ઉપકારક થાય, એનો ઉદ્ધાર થાય એવા કાર્યની અપેક્ષા રાખું છું" એમણે કહ્યું.

"તમે પણ કવિને દીવેલ પાવા જ નીકળ્યા છો" મેં કહ્યું: "જેમાં એને આનંદ મળે અને જેનાં દર્શને એનું હૃદય ડોલી ઊઠે તે તરફથી નજર ખસેડી તમને જે કાર્ય ઉપયોગી જણાય છે તે કરવામાં એની મદદ મળે એટલા ખાતર એ જ વસ્તુ તરફ એણે ધ્યાન રાખવું જોઈએ એમ તમે કહો છો. ટૂંકામાં એ તમારે માટે જાહેરખબરનાં પાનાં જેવો બને એમ તમે ઇચ્છો છો."

મારી દલીલથી મારા મિત્રના મનનું સમાધાન ન થયું. પરંતુ સ્વસ્થ ચિત્તે વિચાર કરનારને–ખાસ કરીને સાહિત્યકારને લાગ્યા વિના નહિ રહે કે બિચારા સાહિત્યકારો ઉપર સાહિત્યસર્જન ઉપરાંત બીજો બોજો નાંખવો એ મૂગા નહિ પણ બોલકણા પ્રાણી પ્રત્યેનું ઘાતકીપણું છે ને તે અટકવું જોઇએ.

## ખોટી કસોટી

સાહિત્યસંસદ તરફથી શ્રી મુનશીના પ્રમુખપદે વિવાદસભા ગોઠવવામાં આવી હતી. ચર્ચાનો વિષય હતો : કોઈ પણ સાહિત્યકૃતિનું મૂલ્યમાપન કરવામાં તેના લેખકના ચારિત્ર્યનો અવશ્ય વિચાર કરવો જોઇએ. અલબત્ત, બધી વિવાદસભાઓમાં બને છે તેમ એ સભામાં પણ વિષય ઉપર કરતાં વિષયની આજુબાજુ ને વિષયની બહારનું ઘણું કહેવાયું અને એ વિષય પરત્વે સભાજનો કે વક્તા કે પ્રમુખ સુદ્ધાં કોઈ કંઇ પણ નિશ્ચિત નિર્ણય પર આવી શકયા નહિ.

સાહિત્યકારના અંગત ચારિત્ર્યને એની કૃતિ સાથે લેવાદેવા છે કે નહિ એ વિષે લાંબા કાળથી ચર્ચા ચાલે છે. પ્રાચીન કાળમાં વાચકો લેખકની કૃતિનો રસાસ્વાદ લઈને સંતોષ માનતા. એ લેખકની જાતભાત, વર્તણુક કે નીતિ આદિના વિષયમાં બહુ કુતૂહલ દાખવતા નહિ.

હું એક શાસ્ત્રી પાસે કૌમુદી શીખવા જતો હતો. એક વાર મેં એમને પૂછ્યું: "શાસ્ત્રીજી, પાણિનિ કયારે થઇ ગયા ?"

શાસ્ત્રીજીએ ખિજવાઇને ઉત્તર વાળ્યો: "તારે તેનું શું કામ છે? પાણિનિનું શ્રાદ્ધ કરવું છે? શીખવાનું છે તે શીખતો નથી ને પાણિનિ ક્યારે થઈ ગયો એવી પૃચ્છા કરવા નીકળ્યો છે! ગમે ત્યારે થઇ ગયો હોય તેમાં આપણે શું ?"

એક રીતે જોતાં શાસ્ત્રીજીની વાત સાચી છે. પાણિનિ પહેલી, બીજી,

જી કે આઠમી કે દશમી સદીમાં પણ થયો હોય તેથી એણે જે વ્યાકરણનો ગ્રંથ રચ્યો છે તેમાં શો ફેરફાર થવાનો હતો? અને આપણે કામ છે તે એના વ્યાકરણના ગ્રંથ સાથે—એના અંગત જીવન સાથે નહિ.

આમ છતાં પાશ્ચાત્ય સાહિત્યના સંપર્ક પછી આપણને લેખકના લેખન કરતાં એના જીવન વિષે વધારે કુતૂહલ થાય છે, અને એને આપણે ઈતિહાસદૃષ્ટિ કહીએ છીએ. કાલિદાસ એક હતા કે બે, કયા કાલિદાસે કયા કયા ગ્રંથો રચ્યા, સોક્રેટિસને એની વહુ સાથે બનતું નહિ, નર્મદે કેટલી સ્ત્રીઓનો કેવી રીતે ઉદ્ધાર કર્યો: આ જાતના પ્રશ્નો ઊભા કર્યા વગર ને એ પ્રશ્નોના ખોટા કે ખરા—મોટે ભાગે ખોટા—ઉત્તરો આપ્યા સિવાય આપણી ઈતિહાસદૃષ્ટિ આંધળી રહી જાય છે.

અને આમાં કંઈ ખોટું પણ નથી. આપણા પોતાના કરતાં પણ પારકા માણસના જીવનની હકીકતો જાણવાની આપણને વધારે ઈચ્છા રહે છે અને એટલા પર તો વર્તમાનપત્રો નભે છે. હિટલર, ટોજો, ચર્ચિલ, ચેમ્બરલેઈન આદિ વિષે ઝીણામાં ઝીણી હકીકતો-એમની મૂછ, ચશ્મા, ચૂંગી ને છત્રીની લંબાઈ પહોળાઈ ને એવી એવી અનેક વાતો—પત્રોમાં પ્રસિદ્ધિ પામે છે. સિનેમાનાં નટનટીઓ વિષે એ ક્યારે ને કોની સાથે પરણ્યાં હતાં ને હવે કોની સાથે પરણવાનાં છે અથવા પરણવાનાં નથી એની લંબાણ ચર્ચા 'સિનેપત્રો'માં ચાલે છે. તો પોતાને આનંદ આપનારા લેખકોને જોવા માટે, એમનું અંગત જીવન કેવું છે તે જાણવા માટે લોકો કુતૂહલ સેવે એમાં કંઈ નવાઈ નથી.

પરંતુ લોકોના આ પ્રકારના કુતૂહલને લીધે લેખકોની બિચારાની સ્થિતિ કફોડી થાય છે. પોતાના માનીતા લેખકોને જોઈને અથવા સાંભળીને ઘણા લોકો નિરાશા ને ખેદ અનુભવે છે. પોતે તેજસ્વી, પ્રભાવશાળી ને રૂવાબદાર દેખાવના ધાર્યા હોય તેવા લોકો કેટલીક વાર કંગાળ, કંતાએલ ને ફિકકા ચહેરાવાળા દેખાય ત્યારે એ જોનારને લેખક—દ્રષ્ટા અને સ્રષ્ટા—બંનેને

ત્પત્તિ થાય છે. નર્મદે પોતાના ગ્રંથમાં પોતાની 'છબિ' છપાવી તે વિષે ઇશારો કરી દલપતે પોતાનો ગ્રંથ પ્રગટ કરતાં લખ્યું:

"શું જોશો તનની છબિ, એમાં નથી જ નવાઇ;
નિરખો મુજ મનની છબિ, ભલા પરીક્ષક ભાઈ!"

એ પરથી નર્મદના કોક અનુયાયીએ ટાણો મારતાં લખ્યું.

"તનમનની છબિ જોઇને, ઉપજે સંશય આમ;
આ તે દલપતરામ કે અમદાવાદી હ...?"

એમાં જરા ફેરફાર કરી કહી શકાય કે લોકો જ્યારે લેખકનાં દર્શન કરવા માગે છે ત્યારે જે લેખકોને એ જાતનાં, અર્થાત્ દેખાડવાં ગમે એવાં, શરીર પ્રભુએ ન આપ્યાં હોય તેને કહેવાનું મન થાય છે: શું જોશો તનની છબિ, ભલા સમીક્ષક ભાઇ! ત્યારે એના મનની પણ છબિ વાચકો એ લખાણ પરથી તેમ જ એના નોકરચાકર ને પડોશીઓની વાતો પરથી ઉપજાવી કાઢીને કહે છે:

"તનમનની છબિ જોઇને, ઉપજે સંશય આમ;
આ તે લેખકભાઈ કે અણઘડ ડોઠ હજામ!"

જેમ કેટલીક કવિતાઓ દૃશ્ય હોય છે, કેટલીક શ્રાવ્ય હોય છે, ઘણીક દૃશ્ય કે શ્રાવ્ય કંઇ જ હોતી નથી ને કોક જ દૃશ્ય તેમ જ શ્રાવ્ય બંને હોય છે, તેમ કવિઓ ને લેખકોની બાબતમાં પણ કેટલાક દૃશ્ય એટલે જોવા જેવા હોય છે; થોડાક શ્રાવ્ય એટલે સાંભળવા યોગ્ય હોય છે; ઘણાક દૃશ્ય કે શ્રાવ્ય એમાંથી એકે નહિ, એટલે જોવા જેવા યે નહિ ને સાંભળવા લાયકે નહિ એવા હોય છે; ને કોક જ દૃશ્ય કે શ્રાવ્ય બંને એટલે જોવા જેવા તેમ જ સાંભળવા લાયક પણ હોય છે!

પણ લેખકોનાં મુખારવિંદના દર્શન ને તેમની વાગ્સુધાના શ્રવણ માત્રથી

લોકોને સંતોષ થતો નથી. તેમનાં અંગત જીવન વિષે પણ જ્ઞાન મેળવવાની ઉત્કંઠા એમને થાય છે. અને એ લેખક પરણેલો છે કે નહિ, પરણ્યો હોય તો એને પત્ની સાથે બને છે કે નહિ, પરણ્યો ન હોય તો શા માટે પરણ્યો નથી, એને છોકરાં છે કે નહિ–હોય તો કેટલાં, ને કેવાં છે; એ નોકરી કરે છે, ભીખ માગે છે, ફંડ ઉઘરાવે છે કે પેપર ચલાવે છે; ઇત્યાદિ ઇત્યાદિ અનેક બાબતોની હકીકત ભેગી કર્યા વગર એમને ચાલતું નથી. આટલે સુધી તો ઠીક છે. લેખક પણ બીજા લોકો જેવો જ મનુષ્ય છે–કેટલાક તો આ વિષે પણ શંકા કરે છે–અને મનુષ્ય તરીકે બીજા લોકોના જેવો જ છે એમ, લેખકોને અલેખક એવા ઇતર મનુષ્યો સાથે સરખાવી જોયા પછી મારી ખાતરી થઈ છે. એટલે બીજા મનુષ્યોની પેઠે એના અંગત જીવન તથા ચારિત્ર્યની ચર્ચા પણ સામાન્ય જનતા કરે એમાં કંઈ નવાઈ નથી. પરંતુ જ્યારે લેખકની કૃતિની તુલના કરતી વેળા એના ચારિત્ર્યનો પણ વિચાર કરવાની જરૂર છે એમ કહેવામાં આવે ત્યારે તો,–પ્રાચીન રૂઢિના ઉપાસક કૃપાશંકરે પોતાની છોકરીને બીતાં બીતાં કોલેજમાં ભણવાની છૂટ આપી પણ એ છોકરીએ જ્યારે કોક અજાણ્યા પુરુષને એમના આગળ લાવીને કહ્યું: "બાપુ, આ મારા પતિ. ગયે મહિને જ હું એમની સાથે પરણી." ત્યારે એ બોલી ઊઠયા હતા તેમ મને પણ કહેવાનું મન થાય છે કે: 'હવે તો હદ થાય છે!'

ઘાંચી, મોચી, સુથાર, લુહાર, કુંભાર, હજામ આદિ કોઇને માટે આ જાતનું કસોટીનું ધોરણ રાખવામાં નથી આવતું ને લેખકને માટે આ જ જાતનું કસોટીનું ધોરણ શા માટે?

જોડા સીવડાવતી કે સમરાવતી વેળા કોઈ મોચીને પૂછતું નથી કે, "સત્ય ને અહિંસા વિષે તારા વિચાર કેવા છે? કોઈ દહાડો ચોરી કરી હતી? કરી હોય તો તેનો પસ્તાવો થયો છે ખરો?"

ઘી તેલ ખરીદતી વેળા મોદી કે ઘાંચીને આપણે પૂછતા નથી કેઃ "તુ પરસ્ત્રીને માતા સમાન ને પરદ્રવ્યને માટી સમાન ગણે છે કે નહિ?"

લુહારનું કામ પડે છે ત્યારે એનુ વર્તન આંતરરાષ્ટ્રીય કાયદાકાનૂન મુજબનું છે કે નહિ તે જોવા જાણવાની પરવા કરતા નથી.

અસ્ત્રા ને કાતર સમા ભયંકર શસ્ત્ર ધારણ કરનાર હજામના હાથમાં આપણું માથું મૂકી દેતી વેળા પણ આપણે, એ કોઈ દહાડો ગાંડો થઈ તો નહિ જતો હોય–કોઈ કોઈ વાર એને માણસનું ખૂન કરવાનું મન થઈ આવતું હશે તો!–માનવ શરીરની અવધ્યતા વિષે એના વિચાર કેવા હશે–ઇત્યાદિનો વિચાર સરખો પણ કરતા નથી.

કુંભાર પાસેથી ઘડો ખરીદતી વેળા ઘડો મજબૂત છે કે નહિ તે જોવા આપણે ઘડાને ટકોરો મારી જોઇએ છીએ–કુંભારને ટકોરો મારતા નથી.

સોનું કેટલા ટચનું છે તે જોવા માટે સોનાને કસોટીના પથ્થર પર ઘસી જોઇએ છીએ–સોનીને પથ્થર પર ઘસતા નથી; તો પછી સાહિત્યની કોઈ પણ કૃતિનું મૂલ્યાંકન કરતી વેળા એ કૃતિને કસી જોવાને બદલે એના કર્તાને કસી જોવાનો શા માટે આગ્રહ રાખવો જોઇએ તે હું સમજી શકતો નથી.

એનો કદાચ એમ જવાબ આપવામાં આવે છે કે ઘડો એ કુંભાર કરતાં જુદી વસ્તુ છે, સોનું ને સોની બંને ભિન્ન છે, પણ સાહિત્યકાર ને તેની કૃતિ એ તો ખરી રીતે જોતાં એક જ વસ્તુ ગણાવી જોઇએ, તો તે યોગ્ય નથી. કુંભાર એ ઘડાનો કર્તા છે અને કાલિદાસ શાકુંતલનો કર્તા છે પણ બંનેના કર્તૃત્વમાં ભેદ રહેલો છે એ વાત હું કબૂલ કરું છું. કુંભાર ઘડાનું ઉપાદાન કારણ નથી–માત્ર નિમિત્ત કારણ છે; કાલિદાસ કેવળ નિમિત્ત નથી. શાકુંતલનું ઉપાદાન કારણ શું છે તે કહેવું મુશ્કેલ છે, છતાં કાલિદાસ ને શાકુંતલ બે વચ્ચે તદ્દન એકવાક્યતા છે એમ કોણ કહી શકે? છોકરાંઓમાં

## ખોટી કસોટી

માબાપના ગુણ ઊતરી આવે છે એમ આપણે કહીએ છીએ છતાં એ છોકરાંઓ વિષે વિચાર કરતાં તેનાં માબાપનો વિચાર કરવો પડતો નથી. પત્નીની પસંદગી કરતી વેળા સસરો કેવો છે તે કોઈ ભાગ્યે જ જોતું હશે. લેખકના ચારિત્ર્યનો કોઈ અંશ એની કૃતિમાં ઊતરી આવતો હોય તોપણ એ કૃતિનો રસાસ્વાદ ભોગવતી વેળા કે એનું મૂલ્યમાપન કરતાં એના ઘડનારનો વિચાર તદ્દન અપ્રસ્તુત છે.



## ●—— નવરાનો ધંધો ——●

"In my opinion writers are parasites on society and the sooner their class of clowns is liquidated, the better for everybody" ("હું તો માનું છું કે લેખકો સમાજને માથે પડેલા પરજીવી જંતુઓ છે. એ વિદૂષકોનો જેમ બને તેમ જલદી નિકાલ કરી નાખવામાં આવે તેમાં જ સૌનું ભલું છે.")

મુંબઈના એક પ્રતિષ્ઠિત પત્રમાંથી ઉતારેલું ઉપર્યુક્ત અવતરણ વાંચી લેખકો વિષે આપણે ત્યાં કેટલાક લોકોનો કેવો અભિપ્રાય છે તેનો કંઈક ખ્યાલ આવશે.

લેખકો એ પ્રભુના પયગંબરો છે, સંદેશવાહકો છે, સંસ્કૃતિના પ્રચારકો છે, આદર્શ ને ભાવનાના ઘડવૈયાઓ છે, પ્રજાજીવનના વિધાયકો છે, દેશની સૂક્ષ્મ સંપત્તિ છે: એવા એવા ખ્યાલો લેખકો ને થોડાક વાચકો ભલે રાખે, પરંતુ સામાન્ય લોકોને તો લેખકો એ સ્વપ્નાંમાં રચ્યાપચ્યા રહેનારા, તુમાખી ને ગુમાનથી ભરેલા, પોતાની જ વાતમાં મસ્ત રહેનારા, કામધંધા વિનાના, નવરા, આળસુ ને એદી માણસો જ લાગે છે, એ હકીકત છે.

આવી પ્રતિકૂલ પરિસ્થિતિમાં સાહિત્યની ધંધા તરીકે આપણે સ્થાપના કરવાની છે.

સાહિત્ય એ નવરાઓનો ધંધો છે એમ ઘણા કહે છે. પરંતુ આપણે જાણીએ છીએ કે એ વાત તદ્દન ખોટી છે. સાહિત્ય એ નવરાઓનો ધંધો

નથી, એટલું જ નહિ, પણ એ ધંધાદારીઓની નવરાશ છે. નવરાઓ કે કામગરાઓ–એ કોઇનો જ ધંધો નથી. અત્યારે તો 'લખે તે લેખક ને વાંચે તે વિવેચક' એવી સ્થિતિ આપણે ત્યાં પ્રવર્તે છે. લેખકમિલનમાં કે સાહિત્ય પરિષદના સમેલનમાં ભાગ લેનારા બધા લેખકો જ હોતા નથી. એટલું જ નહિ, પણ ઘણીવાર તો સાહિત્યની સંસ્થાઓના અધિકારીઓ તરીકે પણ સાહિત્યની સાથે જરા યે સંબંધ ન હોય તેવાઓની નિમણૂંક કરવામાં આવે છે.

આ સ્થિતિ જવી જોઇએ. સાહિત્યની પ્રવૃત્તિને જેઓ ધંધા તરીકે સ્વીકારે, ઉપજીવિકાના એક માત્ર નહિ તો મુખ્ય સાધન તરીકે જ જેઓ સાહિત્યપ્રવૃત્તિને અપનાવી લે તેઓ જ સાહિત્યકાર ગણી શકાય–બીજા નહિ, એવો કાયદો થવો જોઇએ. બીજા ધંધામાંથી વખત કાઢીને કીર્તિ કમાવા માટે કોઇને કંઇ લખવું હોય તો ભલે તે લખે, પરંતુ એ સાહિત્યકાર ગણાય નહિ. કોઇ પણ મનુષ્ય ગમે તેટલું સારું લખે ને ગમે તેટલી થોકબંધ ચોપડીઓ પ્રસિદ્ધ કરે, પરંતુ સાહિત્યસર્જન સિવાય બીજો કોઇ ધંધો કરીને એ જીવન–નિર્વાહ કરતો હોય તો તે સાહિત્યકાર ગણાય નહિ. ધંધો એટલે કમાણીનું મુખ્ય સાધન. અને સાહિત્યપ્રવૃત્તિને જે કમાણીના મુખ્ય સાધન તરીકે ગણતો ન હોય, પણ ફક્ત પોતાના કે બીજાના આનંદ ખાતર જ લખતો હોય, ગમે તેવો મોટો લેખક હોય પણ તેને સાહિત્યકાર શી રીતે કહી શકાય? આ પ્રકારના લેખકોને નવલકથાકાર, વાર્તાકાર, કવિ, હાસ્યકાર, વિવેચક આદિ વિશેષણો લગાડવાં નહિ. પરંતુ એમને ઓળખાવવા માટે આવી કોઈ ઉપાધિની જરૂર પડે તો તેઓ જે ધંધો કરતા હોય તેનો જ ઉલ્લેખ કરવો, દાખલા તરીકે, નવલકથાકાર મુનશી, વાર્તાકાર રમણલાલ, કવિ સુંદરમ્, વિવેચક રામનારાયણ, હાસ્યકાર ધનસુખલાલ, નાટ્યકાર ચન્દ્રવદન એમ લખવાને બદલે એડવોકેટ મુનશી, સુબાસાહેબ રમણલાલ, અધ્યાત્મમાર્ગપ્રવાસી સુંદરમ્, પ્રાધ્યાપક રામનારાયણ, સિંધિયા સ્ટીમ

નેવિગેશન કંપનીના નિવૃત્ત અધિકારી ધનસુખલાલ, ઑલ ઇંડિયા-રેડીઓના ગુજરાતી વિભાગના મુખ્ય સંચાલક ચન્દ્રવદન, એમ જ લખવું જોઈએ. આથી એઓ બધા પ્રધાનપણે સાહિત્યકાર નથી એ સ્પષ્ટ થશે.

આપણે જો આવો નિયમ કરીશું તો આપણે ત્યાંના મોટા ભાગના સાહિત્યકારો નીકળી જશે અને સાહિત્યકાર કોને ગણવા એ સવાલ ઊભો થશે. થોડા સમય સુધી તો કદાચ બેચાર સાહિત્યકાર સમ ખાવાને પણ આપણને નહિ મળે. પણ એમ કર્યા સિવાય છૂટકો જ નથી. ઈંગ્લંડ, અમેરિકા આદિ દેશોમાં સાહિત્યનો ધંધા તરીકે સ્વીકાર થયો છે અને ત્યાં બીજો ધંધો કરનારાઓ કદાચ કાંઈ લખે તો તેમને સાહિત્યકાર ગણવાનો રિવાજ નથી. વેલ્સ, શૉ, અપ્ટન સિંકલેર, પર્લ બક, સિંકલેર લૂઇસ, આદિ એ દેશના સાહિત્યકારો સાહિત્ય-સર્જન સિવાય બીજી પ્રવૃત્તિ કરતા નથી. આપણે ત્યાં પણ બીજા ધંધાઓ જોઇશું તો એ ધંધાનો સ્વીકાર કરનારાઓ એને જ કમાણીના સાધન તરીકે ગણે છે એમ જણાઈ આવશે.

બાપ પોતાના છોકરાને ભણાવે તેથી કંઈ એ શિક્ષક કહેવાતો નથી, પણ બીજાના છોકરાંને ભણાવે ને તે માટે પગાર મેળવે તે જ શિક્ષક કહેવાય છે.

ઘણાય માણસો રોજ પોતાની દાઢી મૂડે છે, પણ તેથી તેઓ હજામ કહેવાતા નથી; પણ બીજાની હજામત કરી પૈસા કમાનારા જ હજામ કહેવાય છે. પોતાનાં કુટુંબીઓનાં કપડાં ધોનારને આપણે ધોબી કહેતા નથી, પણ પૈસા લઇને કપડાં ધોઈ આપનારો જ ધોબી કહીએ છીએ.

શોખને ખાતર હાથે મોટર હાંકનારને કોઈ શૉફર કહેતું નથી, પણ મોટર ચલાવીને પોતાનું ગુજરાન કરનાર માણસ જ શૉફર કહેવાય છે.

ઘરમાં રોજ ચહા બનાવીને આપણે પીએ છીએ અને કોઈ મળવા આવે તેને પણ પાઇએ છીએ, પરંતુ એથી આપણને કમાણી થતી નથી,

# નવરાનો ધંધો

ઊઠારો ખર્ચ થાય છે એટલે આપણા ઘરને આપણે હોટલ કહેતા નથી. પણ લોકોને ચહા આપીને જે માલિક કમાણી કરે છે તે સ્થાનને આપણે હોટલ કહીએ છીએ. એ જ રીતે સાહિત્યનું સર્જન કરી જે પોતાનું ગુજરાન ચલાવતો હોય તેને જ આપણે સાહિત્યકાર ગણવો જોઇએ. એમ નહિ કરીશું ત્યાં સુધી સાહિત્યની ધંધા તરીકે પ્રતિષ્ઠા થશે નહિ.

આ રીતે એક વાર લેખકો સાહિત્યનો એક માત્ર ધંધા તરીકે સ્વીકાર કરી લે, પછી એ ધંધાની પ્રતિષ્ઠા વધારવા માટે યોજનાઓ ઘડવી જોઈએ. ક્રય અને વિક્રય, માંગ અને ખપત ઇત્યાદિ બીજા ધંધાઓમાં જે પ્રશ્નોનો વિચાર કરવો પડે છે તે સાહિત્યના ધંધા માટે પણ કરવો પડશે.

અત્યારે સાહિત્યની માંગ પહેલાં કરતાં કંઈક વધી છે. ધંધાની દૃષ્ટિએ લોકોની માંગ છે, તે કરતાં સાહિત્યનું ઉત્પાદન વધારે પ્રમાણમાં થાય છે. સાહિત્ય એ અનાજ, વસ્ત્ર કે દવા જેવી જીવનની જરૂરિયાતની વસ્તુ નથી. લોકોને સાહિત્ય વગર ચાલી શકે, પણ સાહિત્યને લોકો વગર ચાલી શકે નહિ, એ સાહિત્યકાર માટે કરુણ વસ્તુસ્થિતિ છે. કાક ને મંજરી પરણ્યાં કે નહિ ને પરણ્યાં તો એમનો ઘરસંસાર બરાબર ચાલ્યો કે નહિ: મેઘધનુષ્ય જોઇને વર્ડ્ઝવર્થનું હૃદય અને એ પોતે કૂદકા શા માટે મારે છે—આગલે જન્મે એ વાંદરો નહિ હોય! ધીરે ધીરે ઊગતી ચન્દ્રકલાને જોઇને નાનાલાલને કો મુગ્ધ શરમાતી બાલા શા માટે યાદ આવે છે, અથવા ચુસાયેલા ગોટલાને જોઇને ઉમાશંકરને કેરીને બદલે કવિતા કેમ યાદ આવે છે?—તે જાણવાની લોકોને શી પરવા હોય? કદાચ એમાં થોડો ઘણો રસ પડે તો પણ એ નકામી વસ્તુ જાણવા ખાતર લોકો પોતાના ખિસ્સા પર કાપ શા માટે મૂકે?

સાહિત્ય એ જીવનની જરૂરિયાતની વસ્તુ નથી; એનાથી ભૂખ્યાની ભૂખ ને તરસ્યાની તરસ છીપતી નથી એ ખરું. સાહિત્યકાર પોતે પણ ભૂખ્યો થાય છે ત્યારે નવલકથા વાંચીને પેટ ભરતો નથી, પણ એના પગ રસોડા

તરફ કે હોટેલને માર્ગે વળે છે. પણ તરસ્યો થાય છે ત્યારે પાણી કે સોડા લેમન પીએ છે, કાવ્યરસના ઘૂંટડા ભરતો નથી. પણ જીવનની જરૂરિયાત માંગ, ભૂખ ને તરસમાં જ પર્યાપ્ત થઇ જતી નથી. માણસને ફક્ત અનાજની ભૂખ કે પાણીની જ તરસ લાગતી નથી. અને જીવનની જરૂરિયાત એટલે શું? એ શબ્દપ્રયોગ ભ્રામક છે. માણસને મકાન બાંધીને રહેવાની શી જરૂર છે? એ ખુલ્લામાં પડી રહે તો એનું શું લુંટાઈ જવાનું હતું? પરંતુ મકાનમાં રહેવાની એને એવી ટેવ પડી ગઇ છે કે હવે મકાન વગર એ રહી શકે એમ નથી. તેમ જ માણસને કપડાં પહેરવાની પણ શી જરૂર છે? અને કદાચ શરીરને ઢાંકવાની એને જરૂર પડે તો યે આટઆટલાં ને આટલાં પ્રકારનાં કપડાંની તો એને કંઈજ જરૂર નથી. આપણે આટલાં બધાં ને જાત જાતની ફેશનનાં કપડાં વસાવીએ છીએ તે બધાં જરૂરનાં જ છે એમ ભાગ્યે જ કોઈ કહી શકશે. લંગોટી પહેરીને કેમ ચલાવી ન શકાય? મહાત્મા ગાંધીજી એક ખાદીના કકડા વડે ચલાવે છે તો શું આપણે એમના કરતાં વધ્યા? આપણે બાળકોને કેળવણી આપીએ છીએ તો પણ જરૂરિયાતની વસ્તુ ભાગ્યે જ કહી શકાય. ઘણા વિદ્યાર્થીઓને અને કેટલાક શિક્ષકોને પણ કેળવણી જરૂરિયાતની વસ્તુ લાગતી નથી.

જરૂરિયાત એ એવી વસ્તુ છે કે એને જેટલી વધારીએ તેટલી વધે ને ઘટાડીએ તેટલી ઘટે. એટલે સાહિત્ય પણ જરૂરિયાતની વસ્તુ છે એવો પ્રચાર સાહિત્યકારોએ કરવો જોઈએ. એની માગ ન હોય તો તે ઊભી કરવી જોઈએ. 'સાહિત્ય, સંગીત ને કલાથી વિમુખ મનુષ્યો શિંગડાં ને પૂછડાં વિનાના પશુઓ જ છે.' એમ ભર્તૃહરિએ કહ્યું છે, તે વાત લોકોના મનમાં બરાબર ઠસાવવી જોઇએ. સમાજ જીવનમાં સાહિત્યની પ્રતિષ્ઠા થાય એવા સર્વ ઉપયોગો શોધી કાઢી તેનો અમલ કરવો જોઈએ. અસલ જ્ઞાતિભોજનને પ્રસંગે બ્રાહ્મણો શ્લોકો લલકારતા, તેમ સભાઓમાં, ઝાઝા માણસો ભેગા થયા હોય ત્યાં, મંડળોમાં ને ધારાસભામાં ને મ્યુનિસિપાલિટીઓની

સભામાં, ભાષણોમાં ને વાતચીતમાં, ઘરમાં ને બહાર એમ સર્વત્ર ને સર્વ પ્રસંગે સાહિત્યકારોનો ને સાહિત્યની કૃતિઓનો જે લોકો ઉલ્લેખ કરે, લેખકોનાં વાક્યો કે કવિતાની પંક્તિઓ બોલી બતાવે તે જ સાચા સંસ્કારી ગણી શકાય એવી પ્રણાલિકા બંધાવી જોઇએ. વરવહુની પસંદગીમાં પણ કસોટીનાં જે જુદાં જુદાં ધોરણ રાખવામાં આવે છે તેમાં તેમના સાહિત્યજ્ઞાનને પણ સ્થાન મળવું જોઈએ. અમુક હદ સુધીનું સાહિત્યજ્ઞાન પ્રાપ્ત કર્યા વગર છોકરા કે છોકરીથી પરણી જ ન શકાય એવો નિયમ પણ થઈ શકે તો બહુ સારું.

પણ આ બધું થઇ શકે તે ખાતર સાહિત્યકારોએ પ્રજા સાથે ગાઢ સંપર્ક સાધવાની જરૂર છે. જનતાથી દૂર રહીને એ કાર્ય થઈ શકશે નહિ. છાપવાની કલાને લીધે લેખકોને ફાયદો તેમ જ નુકસાન બન્ને થયાં છે, ફાયદો એટલો કે એ ધારે ત્યારે જોઇતી સંખ્યામાં પુસ્તકો છપાવી શકે છે, ને નુકસાન એ કે એમ કરવાથી એ પ્રજાની સાથે સાક્ષાત્ સંપર્ક સાધી શકતો નથી. તેમાં આપણે ત્યાં તો અક્ષરજ્ઞાન વિનાના મનુષ્યોની સંખ્યા ઘણી વધારે છે. એઓ પુસ્તકો વાંચી શી રીતે શકે? લોકોમાં સાહિત્યની ભૂખ જગાડવી હોય, સાહિત્યની જ્ઞાનગંગામાં એમને ડૂબકી મરાવવી હોય ને સાહિત્ય પ્રત્યે એમનામાં અભિરુચિ ઉત્પન્ન કરવી હોય તો એમને ફક્ત અક્ષરજ્ઞાન આપ્યે જ નહીં ચાલે, ખુદ સાહિત્યકારોએ એમને આંગણે જઇને પોતાની કૃતિઓનો રસાસ્વાદ એમને ચખાડવો પડશે. નરસિંહ મહેતા, પ્રેમાનંદ, અખો, દયારામ આદિ આપણા પ્રાચીન કવિવરોએ શું કર્યું હતું! એમણે કોઇ એન. ડી. મહેતા, એન. એમ. ત્રિપાઠી. જીવણલાલ અમરશી, ગાંડીવ સાહિત્યમંદિર કે મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેને શોધી કાઢી તેની પાસે પોતાનાં પુસ્તકો પ્રસિદ્ધ કરાવી જે રોયલ્ટી મળે તે લઇને સંતોષ માન્યો નહોતો, પરંતુ પોતે પ્રજા પાસે જઇને પોતાની કૃતિઓ તેમના આગળ ગાઈ સંભળાવી હતી. નરસિંહે ઢેડવાડામાં જઇને પણ પોતાનાં ભજનોનો પ્રચાર કર્યો હતો. પ્રેમાનંદે તો રીતસર માણભટનો ધંધો સ્વીકાર્યો હતો અને દયારામ પણ શિષ્યમંડળ

જમાવી મોટી મેદની સમક્ષ પોતાની ગરબીઓ ને પદો ગાઈ સંભળાવતો. આથી એમના પછી સદીઓ વીતી ગયાં છતાં આજે પણ નિરક્ષર ગ્રામ-કન્યાઓ ને નગરની વૃદ્ધ કુલાંગનાઓ નરસિંહનાં પ્રભાતિયાં લલકારે છે, પ્રેમાનંદનાં નળાખ્યાન ને ઓખાહરણમાંથી લીટીઓની લીટીઓ બોલી બતાવે છે ને દયારામની ગરબીઓ તો ઊંઘમાં પણ ગાઈ શકે છે. નરસિંહ, પ્રેમાનંદ કે દયારામનાં કોઈ પુસ્તક એમણે જોયાં પણ નથી હોતાં. પરંતુ એ પ્રાચીન કવિવરોએ પ્રજાનો સીધો સંપર્ક સાધ્યો હતો ને એમની કવિતા પ્રજાની સામુદાયિક મિલ્કત બની ગઈ હતી. એ પ્રાચીન પ્રણાલિકાની આપણા સાહિત્યકારોએ ફરીથી સ્થાપના કરવી જોઇએ. કંઈ નહિ તો આપણે ત્યાં અક્ષરજ્ઞાનનો પૂરેપૂરો પ્રચાર થઈ રહે ત્યાં સુધી તો એનો અમલ કરવો જ જોઇએ. પ્રેમાનંદ લોકોની મેદની આગળ પોતાનાં આખ્યાનો સંભળાવતો, તે રીતે આપણા કથાકારો શહેરમાં ને ગામડાંઓમાં જઈ પોતાની કથાઓ વાંચી સંભળાવે તો લોકોમાં સાહિત્ય માટેનો રસ ઉત્પન્ન થયા વિના રહે નહિ. દાખલા તરીકે મુનશી, રમણલાલ દેસાઈ કે ધૂમકેતુ ગુજરાતનાં શહેરો ને ગામડાંઓમાં જાય અને લોકો ખાઈ પીને પરવારે ત્યારે ગાંધીચોક, તિલકમેદાન કે એવા કોઈ વિશાળ ચોગાનમાં કે ચોરા પર બેસીને લોકમંડળી જમાવી તેમના આગળ 'ગુજરાતનો નાથ' 'દિવ્યચક્ષુ' 'ચૌલાદેવી' આદિ પોતાની કથાઓ અભિનયપૂર્વક ને અસરકારક રીતે વાંચી સંભળાવે તો લોકોમાં એથી સાહિત્યજ્ઞાનનો કેવો ભારે ફેલાવો થાય? આ જ પ્રમાણે બ. ક. ઠા. અને ખબરદારથી માંડી કોલક સુધીના કવિઓ પણ ઠેરઠેર પોતાની કવિતાઓના જલસા ગોઠવે, નાટકકારો, બીજા અભિનેતાઓ ન મળે તો પોતે એકલા એકલા બધાં પાત્રોની ભૂમિકા ભજવી બતાવે, નિબંધકારો લોકો ભેગા ન થાય તો તેમના ઘરમાં જઇને અથવા ઘરમાં આવવા ન દે તો સામેના ઓટલા પર બેસીને પોતાના નિબંધો વાંચી સંભળાવે ને તેનો અર્થ સમજાવતા જાય. આ બધું જો થઇ શકે તો સાહિત્યની ધંધા તરીકેની

પ્રતિષ્ઠા કેટલી વધી જાય ? અલબત્ત, આમાંનું કાંઇ પણ કાર્ય મફત તો હોય જ નહિ. એ માટે કોઈ ને કોઈ રીતે પણ લોકો પાસે પૈસા કઢાવવા જ પડે. પછી એ દક્ષિણા તરીકે હોય કે 'ટિકિટ' તરીકે હોય.

આ રીતે સાહિત્યનો ધંધા તરીકે લોકો પાસે સ્વીકાર કરાવ્યા પછી પણ સાહિત્યકારોનું કર્તવ્ય પૂરું થતું નથી–ઊલટું વધે છે. કોઈ પણ ધંધાને બરાબર જમાવવો હોય તો સામાજિક પ્રતિષ્ઠા ઉપરાંત સરકારી માન્યતા પણ એને મળે એવું કરવું જોઇએ. ખાસ કરીને 'ટ્રેઇડ યુનિયન'–કામદાર સંઘની સ્થાપના કરવી હોય તો તે માટે રાજકીય ધોરણે સત્તા મેળવવાની જરૂર છે. અત્યારે ધારાસભાઓમાં, યુનિવર્સિટીમાં, મ્યુનિસિપાલિટીમાં જુદા જુદા ધંધાદારીઓ તરફથી પોતપોતાના પ્રતિનિધિઓ મોકલાવવામાં આવે છે. પરંતુ સાહિત્યકારો તરફથી કોઈ પણ સ્થળે કોઈ પણ પ્રતિનિધિ મોકલવામાં આવતો નથી એ સ્થિતિ નભાવી લેવી ન જોઇએ. ધારાસભા વગેરેમાં દલિતવર્ગના પ્રતિનિધિને જો સ્થાન હોય તો લલિત વર્ગના (અર્થાત્ લલિત કૃતિઓના લેખકોના વર્ગના) પ્રતિનિધિને કેમ સ્થાન નહિ ? યુનિવર્સિટીમાં મ્યુનિસિપાલિટીના પ્રતિનિધિ હોય, મિલમાલિક મંડળના પ્રતિનિધિ હોય, વેપારીમંડળના પ્રતિનિધિ હોય ને સાહિત્ય સાથે સતત્ ને ગાઢ સંબંધ ધરાવતી એ સંસ્થામાં સાહિત્યકારોનો જ પ્રતિનિધિ નહિ ! પ્રચંડ આંદોલનો જગાવીને સાહિત્યકારોએ પોતાનો મતદાર વર્ગ ઊભો કરી તેના તરફથી બધી જ જાહેર, ખાનગી ને સરકારી–સંસ્થાઓમાં પોતાના પ્રતિનિધિઓને સ્થાન મળે તેવો પ્રબંધ કરવો જોઇએ. પણ એટલું જ બસ નથી. દરેક પ્રાંતના મંત્રીમંડળ–કેબિનેટ–માં એક જગા સાહિત્યકારના પ્રતિનિધિને માટે પણ રખાવવી જોઇએ. અત્યારે ગૃહમંત્રી, આબકારી ખાતાનો પ્રધાન, મહેસૂલી પ્રધાન વગેરે જુદાંજુદાં કાર્યો માટેના પ્રધાનો નિમાય છે, તેમ સાહિત્ય માટેના એક પ્રધાનની પણ વ્યવસ્થા કરાવવી જોઈએ. એ પ્રધાનને હસ્તક સાહિત્ય સહિત અન્ય લલિત કલાઓનું ખાતું રહે. પ્રાંતની સમગ્ર કલાઓના વિકાસ ને ઉદ્ધારનું કાર્ય એણે ઉપાડી લેવું

જોઇએ. સાહિત્યકારો ભૂખે ન મરે, એમને ઘટતી રોજી મળી રહે એ રીતની વ્યવસ્થા કરવાનું, લોકોમાં સાહિત્યની માંગ વધારવાનું ને તે માટે સાહિત્યનું ઉત્પાદન બરાબર થઇ શકે તે જોવાનું, સાહિત્યકાર ઉંમર વધવાના કારણે કે બીજા કોઇ કારણસર લખતો બંધ પડે તો તેને માટે પેન્શનની વ્યવસ્થા કરવાનું, પ્રકાશકો સાહિત્યિકોને છેતરી ન જાય તે માટેના કાયદાઓ ઘડવાનું, ને ગુન્હેગાર પ્રકાશકોને અદાલતને આંગણે ઘસડી એમને સજા કરવાનું, અને એ બધા ઉપરાંત પરદેશી પુસ્તકો પ્રાંતમાં પુષ્કળ પ્રમાણમાં આવતાં હોવાથી આપણા પ્રાંતના સાહિત્યકારોને સોસવું પડે છે તેટલા માટે પર પ્રાંત ને પરદેશથી આવતાં પુસ્તકો પર યોગ્ય પ્રતિબંધ મૂકીને પ્રાંતીય સાહિત્યનું સંરક્ષણ કરવા માટેની યોજનાઓ રચી તેનો અમલ કરવાનું: આવાં અનેક કાર્યો એણે કરવાનાં હશે. આવું બધું થશે તો લેખકોનું 'ટ્રેઇડ યુનિયન' સહેલાઇથી સ્થાપી શકાશે.



# આત્મશ્લાઘા

કોઈક વાર—

હું કેવું તુચ્છ, પામર, દીન, હીન નિર્બલ ને નિસ્તેજ માનવ-સળેકડું છું! હું કંઈ પણ કરી શકતો નથી. હું જમું છું તે પચાવવાની મારામાં શક્તિ નથી. હું વિચારું છું તે આચારમાં મૂકવાની મારામાં શક્તિ નથી. હું કમાઉં છું તે બચાવવાની મારામાં શક્તિ નથી. નાનામાં નાના કામ માટે મારે બીજા પર આધાર રાખવો પડે છે. કશુંય ધાર્યું હું કરી શકતો નથી. કોઈ પણ વિષયમાં મારી યોગ્યતા કેટલી બધી ઓછી છે એનો હું શાંત ચિત્તે ને લાગણીથી દોરવાઈ ગયા વગર વિચાર કરું છું ત્યારે શરમથી મારું માથું નીચું કેમ નથી નમી જતું તેની જ મને નવાઈ લાગે છે. હું કેવળ સ્વાર્થી ને અધમ છું. કોઇનું કલ્યાણ કરવા ખાતર જરા પણ શ્રમ લેવો મને રુચતો નથી અને મારું કામ સર્વ કોઈ કરી આપે એવી આશા હું હંમેશ રાખું છું. કોઈ મારું કામ ન કરી આપે તો જાણે એણે ભારે ગુનો કર્યો તેમ હું ધારી લઉં છું. હું આળસુ છું, પ્રમાદી છું, સમય અને પૈસાનો માત્ર દુર્વ્યય કર્યા કરું છું. સેકયો પાપડ ભાંગવાની મારામાં તાકાત નથી અને છતાં દુનિયા આખીને ઉથલાવવાની મારામાં શક્તિ હોય એવો ઘમંડ રાખતો ફરું છું. સદ્‌ગુણની ખાણ હોઉં એવો મારો બાહ્ય વ્યવહાર રાખું છું, પણ અંતરમાં તો મેલના થરના થર બાઝયા છે ને તેને દૂર કરવાની ઇચ્છા સરખી પણ મને થતી નથી. એના અસ્તિત્વની કોઇને જાણ ન થાય એની જ ફિકર હું કાળજી રાખું છું.

આવા આવા વિચાર મને આવે છે.

પણ ઘણી વાર તો—

મારી આસપાસ આટલાં બધાં મનુષ્યો છે તેના કરતાં કોઈ રીતે રીતે હું ઊતરતો નથી. અનેક બાબતોમાં હું એ બધાંથી ચઢિયાતો છું. મારા પાડોશી નગીનલાલ સગાંવહાલાંના પૈસા ઉચાપત કરી તાલેવંત બન્યા છે એમ મેં કદી કર્યું નથી. પારકા પૈસા ઉચાપત કરવાની બે ત્રણ વાર મને મળેલી તક મેં, અલબત્ત, કંઈક કચવાતે મને પણ, જતી કરી છે. પેલા આદર્શ શિક્ષક ગણાતા ભાઈ પોતે જેને ભણાવવા જતા એ કન્યાને લઈને ભાગી ગયા એ રીતે મેં કોઈ કન્યાનું અપહરણ કરવાનો વિચાર કર્યો નથી. કદાચ મારા સુષુપ્ત માનસમાં એવું વિચારવું જ પડ્યું હશે તો તેને ઊગવા દીધું નથી. જાગૃત માનસ સુધી એને આવવા દીધું નથી. બદલાની આશા વગર મેં કરેલા ઉપકારોનું વિસ્મરણ કરી મારા પ્રત્યે અપકાર કરનારાઓને પણ મેં જતા કર્યા છે. હું આળસુ છું એ સાચું ને તેથી મેં બહુ લખ્યું નથી એ પણ ખરું, પરંતુ હું લખવા માગું તો ગુજરાતના કોઈ પણ લેખક કરતાં ઘણું સારું લખી શકું. અત્યારના ઘણાયે કવિઓ કરતાં વધારે સારાં કાવ્ય હું રચી શકું એમ છું. આપણા લબ્ધપ્રતિષ્ઠ વિવેચકો કરતાં હું વધારે સારી કોટિનાં વિવેચનો લખી શકું અને નવલકથા હું જો ને જ્યારે લખીશ તો ને ત્યારે ગુજરાત આખું સ્તબ્ધ થઈ જશે. અલબત્ત, કોઈક વાર મારું મન ખરાબ વિચાર વડે કલુષિત બને છે; પણ અંગારા પરની રાખને ફૂંક મારી દૂર કરી નાખીએ તેમ સદ્‌વિચારોની સહાયથી હું એ દુર્વિચારોને દૂર કરી દઉં છું. એકંદરે જોતાં હું સત્યપરાયણ છું, ન્યાયપ્રિય છું, માનવકલ્યાણની ભાવના સેવતો ઘણી વાર બને તે રીતે અન્યોનું ભલું પણ કરી છૂટું છું. હું સ્વાર્થી છું એની ના નથી પાડતો. પણ સ્વાર્થી કોણ નથી? મેં ભૂલો કરી છે.

ઘણી કરી છે. પણ ભૂલ ન કરી હોય એવો પૃથ્વીતલ પર કોઈ પુરુષ પાક્યો છે ખરો? પણ સ્વાર્થ સાધતાં પણ મેં કોઇનું અહિત થાય એવી પ્રવૃત્તિ કદી યે ઉપાડી નથી. મારે હાથે ભૂલ થઈ હશે તો તે કબૂલ કરતાં મેં કદી પણ આંચકો ખાધો નથી. હું મારે મોઢે મારાં વખાણ નથી કરતો તેથી મારામાં વખાણવા જેવું કંઈ નથી એમ માનવાની કોઈએ, મારે પોતે પણ, ભૂલ કરવી જોઇએ નહિ. મારા કેટલાક અવગુણો કદાચ જગતથી છૂપા રહ્યા હશે પણ એથી યે ઘણા વધારે સદ્‌ગુણો મારા છૂપા રહ્યા છે–તેનું શું? મારા નિકટના કુટુંબીઓ, મિત્રો ને પરિચિતો પણ, મારા એ ગુણો જોઇ શકતા નથી, તેની કદર બૂઝતા નથી તો દુનિયાને તો એની ખબર પણ શી રીતે પડે?

આ પ્રકારનું મારું મૂલ્યાંકન હું કરું છું.

●

આત્મનિંદા ને આત્મસ્તુતિ બંનેમાં હું આમ પ્રવૃત્ત થાઉં છું અને મારી પેઠે બીજા અનેક મનુષ્યોને પણ આવો જ અનુભવ થાય છે. છતાં આત્મશ્લાઘા ગર્હણીય છે, આત્મનિંદા એ દીનતાની, નમ્રતાની, નિરભિમાનતાની પરા કોટિ છે એવી ભાવના પરાપૂર્વથી ચાલી આવે છે. પારકાના ગુણોને મોટા કરવા ને પોતાના ગુણોને નાના ગણવા એ સંત પુરુષોનું કર્તવ્ય છે એમ મનાય છે. ગમે તેવો મોટો માણસ પણ પોતાનાં વખાણ કરતો હોય છે તો તે સાંભળવું આપણને ગમતું નથી.

'હું કહેતો હતો તેમ જ બન્યું ને? હું હમેશ કહું છું તેમ જ થાય છે. આનું પરિણામ આવું આવવાનું એમ મને અંતઃકરણમાંથી પ્રેરણા થાય છે. પણ હું, એ કહું છું ત્યારે કોઇ માનતું નથી ને કેટલાક તો મારી મજાક પણ કરે છે.' આ પ્રકારની ફરિયાદ મારા એક ઓળખીતા સજ્જન ઘણું ખરું કરે છે. 'મારો અનુભવ, માનસશાસ્ત્રનું મારું જ્ઞાન, સાચાજૂઠાનો તોલ કરી શકનારી મારી બુદ્ધિ ઇત્યાદિ સર્વનાં એક પછી એક પ્રમાણ મળતાં રહે

છે. છતાં એ વિષે હું કંઇ કહું છું તો લોકો મને બડાઇખોર ગણી કાઢે છે' એવી ફરિયાદ ઘણા માણસને મોઢેથી મેં સાંભળી છે.

'તમે આટલા વરસ મારી સાથે રહ્યા પણ હજી મને બરાબર ઓળખી નહિ!' 'ને હું પણ આટલા વરસથી તારી સાથે રહું છું પણ મારા ગુણની કિંમત તને હજીએ સમજાઈ નહિ!' વીસેક વર્ષથી દાંપત્યજીવનનો લહાવો લઇ રહેલાં પતિપત્ની વચ્ચેનો આવો સંવાદ સાંભળવાનો લાભ મને થોડા વખત પર જ પ્રાપ્ત થયો હતો.

'મારા ગુણની કદર જોઈએ એવી થતી નથી.' એવી ફરિયાદ લગભગ આપણે બધાને જ કરવાની હોય છે, છતાં શરમના માર્યા આપણે એ કરી શકતા નથી. બીજા ભલે ન કરે પણ આપણે તો આપણા ગુણની કદર કરવી જોઇએ એમ માની આપણે આપણી જાતનાં યોગ્ય વખાણ કરીએ તો તે પણ લોકોને ગમે નહિ એ તો અન્યાયની પરિસીમા કહેવાય. આત્મશ્લાઘા એ દુર્ગુણ છે એમ કોણ જાણે કોણે ખાલી ભ્રમ દુનિયામાં ફેલાવ્યો છે અને આપણે બધા જ એના ભોગ થઈ પડયા છીએ. હું પોતે પણ કોઈ પોતાનાં વખાણ કરે તે ખમી શકતો નથી; ને એ જ રીતે હું મારાં વખાણ કરીશ તો બીજાને નહિ ગમે એમ માની મારી જાતનાં, ઘણી ઇચ્છા હોવા છતાંયે વખાણ કરી શકતો નથી. અને હું સાધુ કે સંત નથી એટલે બીજા આગળ ખોટી કે ખરી રીતે આત્મનિંદા કરવા પ્રવૃત્તિ થતો નથી. આમ, આ દુનિયામાં જે વિષે સૌથી વધારે રસ છે તે મારી જાતના સંબંધમાં મારે મૌન પાળવું પડે છે. અને મારાં વખાણ જે હું નથી કરી શકતો તે બીજા કરે તે માટે સદાસર્વદા આતુર ને સોત્કંઠ રહું છું.

પણ વધારે ઊંડો વિચાર કરતાં મને લાગે છે કે આત્મશ્લાઘા એ દુર્ગુણ નથી. પોતાને મોટો માનવો ને બીજા પાસે મનાવવો એ મનુષ્યની સ્વાભાવિક આકાંક્ષા છે. એ વૃત્તિથી જ પ્રેરાઇને મનુષ્ય મહાભારત કાર્ય માથે ઉપાડે છે અને બીજાઓથી અદૃષ્ટ રહેલા પોતાના સદ્‌ગુણોને વ્યક્ત

કરવાની એ મહેચ્છા હમેશ સેવતો હોય છે. આત્મસ્તુતિ કરતાં જ્યારે એ અતિશયોક્તિ ને અસત્યનો આશ્રય શોધે છે, તે ઘણી વાર જગતની સમતુલા જાળવવા ખાતર. પોતાની જાતને જેટલી ઊંચે ચઢાવે છે તેટલા જ નીચે અન્યોને ઉતારી પાડે છે. જેટલા પ્રમાણમાં પોતાનામાં બુદ્ધિનું આધિક્ય છે તેટલા જ પ્રમાણમાં સાંભળનારમાં મૂર્ખતાનું પ્રાબલ્ય છે એમ જ્યારે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે એ સૂચવે છે ત્યારે એની આત્મશ્લાઘા શ્રોતાઓને અપ્રિય થઇ પડે છે. પરંતુ તેથી વિવેકપુરઃસર ને યોગ્ય પ્રમાણમાં આચરવામાં આવતી આત્મશ્લાઘા હેય છે એમ સિદ્ધ થતું નથી. આત્મીયની પ્રશંસા આપણે કદી હેય ગણી નથી તો આત્મપ્રશંસા શા માટે હેય ગણાવી જોઇએ ? પોતાનું કુળ, પોતાની જ્ઞાતિ, પોતાનો દેશ, પોતાનો ધર્મ, પોતાની સંસ્કૃતિ, એ સર્વ પ્રશંસા કરવા યોગ્ય અને એની પ્રશંસા કરવી તે મનુષ્યનો ધર્મ એમ ગણાય છે તો ખુદ પોતાની જાત–તેની પ્રશંસા કરવી તે અધમ કેમ કહી શકાય ?

પ્રાચીનકાળમાં જ્યારે કુટુંબભાવના વધારે સબળ રીતે પ્રસરેલી હતી ત્યારે આત્મપ્રશંસાની બહુ આવશ્યકતા નહોતી રહેતી. આત્મીયજનો પરસ્પર પ્રશંસા કરી ચલવી લેતા. એક જ કુટુંબમાં મામા, કાકા, ભાણેજ, ભત્રીજા વગેરે રહેતા ને એકબીજાની કોઇક વાર પ્રશંસા તો કોઇક વાર નિંદા પણ કરતા. માંહોમાંહ્ય પ્રશંસા કરતાં નિંદાને વધારે અવકાશ રહેતો હશે, પણ બહાર તો પોતાના કુટુંબની આબરૂ સાચવવા ખાતર, ને એ આબરૂ કુટુંબીઓની આબરૂ વધાર્યા વગર વધારી શકાય એમ ન હોવાથી, એકબીજાની પ્રશંસા જ વધારે પ્રમાણમાં કરવામાં આવતી. આથી આત્મસ્તુતિની બહુ જરૂર પડતી નહિ. હવે જમાનો બદલાયો છે. કુટુંબભાવના કથળી ગઇ છે. ને વ્યક્તિવાદ વિકાસ પામતો જાય છે. આત્મીયભાવ કરતાં આત્મભાવ વધારે પ્રમાણમાં પ્રસરતો જાય છે. અસલ ભત્રીજો કાકાનાં, ભાણેજ મામાનાં, કાકા ભત્રીજાનાં ને મામો ભાણેજનાં વખાણ કરતા તે સુંદર પ્રથા હવે લગભગ

લુપ્ત થઈ ગઈ છે. હવે તો ભત્રીજો કાકાને ને કાકો ભત્રીજાને, ભાણેજ મામાને ને મામો ભાણેજને–કોઇ કોઈને દાદ દેતા નથી. એટલે સૌએ પોતપોતાના ગુણોની જાહેરાત જાતે કરી લેવી પડે છે. આમ આત્મીય પ્રશંસા પરથી આપણને આત્મપ્રશંસા તરફ વળવું પડયું છે અને એમાં કંઇ ખોટું પણ નથી.

એક વિચારકે કહ્યું છે કે દુનિયામાં માણસો પોતાની પ્રશંસા ને બીજાની નિંદા કરે છે તેને બદલે પોતાની નિંદા ને બીજાની પ્રશંસા કરતા રહે તો એ કદી દુઃખી ન થાય. ભર્તૃહરિએ પણ આવી જ સલાહ આપી છે. પરંતુ ખરી રીતે જોતાં આ વસ્તુ બિનકુદરતી, બિનજરૂરી ને તેથી અહિતાવહ છે.

પોતાની નિંદા ને બીજાનાં વખાણ કરવાં એ તદ્દન બિનકુદરતી છે. માણસ પોતાના પર જેટલો પ્રેમ રાખે છે તેટલો બીજા પર રાખી શકે નહિ. અન્ય માટે જે પ્રેમ એને હોય છે તે પોતાને માટેનો પ્રેમ ઉભરાઈ જઈને બહાર ઢળી જાય છે તેનો જ અંશ હોય છે. મોટા મોટા તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં પણ આત્મરતિ કેળવવાની જ ભલામણ કરવામાં આવી છે. દેહ તરફથી પ્રીતિ ઓછી કરાવવા માટે પણ એ તત્ત્વચિંતકોને 'દેહ તારો નથી' એમ કહેવું પડયું છે. દેહને પારકો ગણ્યા પછી જ એના પ્રત્યેની પ્રીતિ ખેંચી લેવાની છે. એટલે પોતીકી વસ્તુ માટે અથવા પોતાને માટે પ્રીતિ ન રાખવી એમ કહેવાની હિંમત તો કોઇ વૈરાગ્યપરાયણ સાધુ પુરુષો પણ કરી શકયા નથી!

આત્મપ્રશંસાની વૃત્તિ કુદરતી છે એ ખરું, પણ કેટલીક વાર કુદરતી વસ્તુને દાબી દઈને બિનકુદરતી વસ્તુને સ્થાન આપવું પડે છે. દાખલા તરીકે શિખંડ, પૂરી ને ઢોકળાં બિનકુદરતી છે, નાનાં પ્રાણીને મારીને તેનું ભક્ષણ કરવું અથવા વનસ્પતિ પર નિર્વાહ કરવો એ કુદરતી છે. પણ તેને બદલે રસાસ્વાદને ખાતર આપણે રાંધીને ખાવાની બિનકુદરતી પ્રથા દાખલ

કરી છે. તે જ રીતે આત્મશ્લાઘાની વૃત્તિ ભલે કુદરતી હોય પણ તેથી કંઈ તેને યથેચ્છ વિહાર કરવા દેવો એ ઉચિત છે એમ સિદ્ધ થતું નથી એમ કોઈ કહે તો તે યોગ્ય નથી. કારણ કે ખાદ્ય પદાર્થો કુદરતી કે બિનકુદરતી છે એ સાથે આ સરખામણી ઘટતી નથી. ખાદ્ય પદાર્થ ગમે તે હોય, ખાવાની વૃત્તિ કુદરતી છે ને તેને સંતોષવાની છે એ હકીકત જ મહત્ત્વ છે. એ જ રીતે આત્મપ્રશંસા કરવાની ઇચ્છા કુદરતી છે તેને માર્ગ કયી રીતે આપવો એ જુદો સવાલ છે. એ ઉપરાંત શિખંડ, પૂરી આદિની વ્યવસ્થા રસાસ્વાદની તૃપ્તિને અર્થે આપણે કરીએ છીએ તેમ આત્મનિંદા ને પરપ્રશંસા એ બિનકુદરતી વસ્તુનો વિકાસ કરવાથી આપણું કંઈ શ્રેય થાય એમ હોય તો જુદી વાત. પરંતુ વસ્તુસ્થિતિ એથી વિપરીત છે.

આત્મનિંદા કરવાથી આધ્યાત્મિક ઉન્નતિ સધાય છે એમ જો કોઈ માનતું હોય તો તે બરાબર નથી. એનાથી કોઈ પણ પ્રકારની ઉન્નતિ સાધી શકાતી નથી, એટલું જ નહિ પણ એને લીધે અધોગતિ થવાનો સંભવ રહે છે. આપણે જાણીએ છીએ કે કોઈની નિંદા કરવી સારી નહિ. હવે જે અનિષ્ટ વસ્તુ હોય તે સર્વ અનિષ્ટ જ રહેવાની. સર્વસામાન્ય નીતિનાં ધોરણોને દિક્કાલની મર્યાદા હોઈ શકે નહિ. દાખલા તરીકે સાચું બોલવું એ ઉત્તમ છે, અને સર્વ કાળમાં, સર્વ સ્થળે, સર્વ પ્રસંગે ને સર્વના વિષયમાં એ ઉત્તમ રહેવાનું. એ દૃષ્ટિએ જોતાં કોઈની પણ નિંદા કરવી,–પછી તે પોતાની હોય તો યે શું?–તે અનિષ્ટ છે. ને કોઈની પણ સ્તુતિ કરવી,–પછી તે આત્મસ્તુતિ હોય તો યે વાંધો નહિ–તે સર્વથા ઇષ્ટ છે.

માણસ પોતાની નિંદા કરવા પ્રવૃત્ત થાય તોય પહેલાં તો એ એમ અનિચ્છાથી જ કરશે. પછીથી એનો અણગમો ઓછો થાય અને અંતે એ આત્મનિંદાને ચાહવા પણ માંડે. કેટલા ય સંતો ભક્તો ને મહંતો આમ આત્મનિંદાને પંથે ચઢી એમાં કુશળ બની જાય છે. 'મારા જેવો કુટિલ, ખલ, કામી કોણ?'

એમ એ કહે છે. 'હું પાપીમાં પાપી છું' એવો એ ઉદ્‌ઘોષ કરે છે. પણ તે વેળાએ એના અજ્ઞાત મનમાં એમ હોય છે કે આ કોઈ માનવાનું નથી ને આમ કહું છું તે પણ મારો સદ્‌ગુણ જ લેખાશે. દીનતા, નિરભિમાન, નમ્રતા વગેરે તરીકે જગત એનાં વખાણ કરશે. અને પાપી, ખલ, કામી વગેરે તરીકે પોતાને ગણાવતાં પણ એ પોતાની જાતને એ વર્ગ પૂરતી તો શ્રેષ્ઠ કોટિમાં મૂકે છે તે પણ જોવા જેવું છે. એ ખરેખર જાણતો હોય છે કે એના કરતાં વધારે મોટા પાપી, ખલ વગેરે છે, છતાં 'હું મોટામાં મોટો પાપી છું' એમ કહી એ શ્રેષ્ઠત્વનો દાવો કરે છે એ પણ પ્રકારાન્તરે આત્મશ્લાઘા જ છે. આમ સાચી કે જૂઠી આત્મનિંદા કરતાં કરતાં એમને આત્મનિંદા તરફ પ્રીતિ ઉત્પન્ન થાય છે. એ પછી એમની નિંદાપ્રિયતાનું ક્ષેત્ર વિશાળ થાય છે ને એ જનતા તરફ વળે છે અને અંતે એ આખા જગતને વ્યાપી લે છે. કેટલાક જ્ઞાનીઓ, કવિઓ ને ભક્તો તેમ જ સુધારકો ને કટાક્ષલેખકો આખી દુનિયા ને માણસ-જાતને, પોતે મહાપુરુષ અથવા સદ્‌ગૃહસ્થ હોવા છતાં, મહાપુરુષ કે સદ્‌ગૃહસ્થને ન છાજે એવી રીતે છોલાટે છે તે પણ ઉપર્યુક્ત વૃત્તિનું જ પરિણામ છે. આમ આત્મનિંદા પરથી મનુષ્ય પરનિંદા તરફ સ્વાભાવિક રીતે જ વળે છે. આ પરિણામ કોઈને સુભગ ને હિતકારક જણાતું હોય તો ભલે, મને તો એમ લાગતું નથી.

આ જ રીતે આત્મશ્લાઘાપરાયણ પુરુષ અંતે બીજાની પ્રશંસા કરતો થઈ જાય છે. પોતાનાં વખાણ ન કરી શકે તે બીજાનાં શું કરવાનો હતો? હવે કોઈ મનુષ્ય પોતાનાં વખાણ કરતો હોય છે ત્યારે મને, બીજા ઘણાઓને થાય છે તેમ, દિલગીરી કે ક્ષોભ થતો નથી. મને લાગે છે કે આ મનુષ્ય થોડા વખતમાં હવે મારી પ્રશંસા કરવા માંડશે. જો કે ઘણી વાર એમ બનતું નથી પણ એમ બનવાનો સંભવ મને હમેશ દેખાય છે. પોતાની ને પારકાંની નિંદા કરનાર કરતાં સ્વની ને સર્વની પ્રશંસા કરનાર વધારે સારો એમાં શો સંશય? જાતજાહેરાતના આ જમાનામાં જુદી જુદી સંસ્થાઓ,

કંપનીઓ, શાળા, પાઠશાળાઓ, વૈદ્યો, ડોકટરો ને રાજામહારાજાઓ પણ પોતાનાં વખાણ કરે છે તેને કોઈ રીતે અધમ લેખતાં નથી તો આપણે શા માટે એમ ગણવું જોઇએ? અને આત્મશ્લાઘાની તરફેણમાં સારામાં સારા દાખલા પણ આપણી પાસે મોજૂદ છે. ભવભૂતિ ને જગન્નાથ સમા પ્રાચીન તેમ જ બર્નાર્ડ શૉ સમા અર્વાચીન સાહિત્યસ્વામીઓ, આપણા જ દેશના ને પ્રાંતના કેટલાક કવિવરો, કલાધરો ને પદવીધરો એ સર્વેએ આત્મશ્લાઘાને કદી અવમાની નથી. ખુદ શ્રી કૃષ્ણે પોતે યે ગીતામાં કયાં પોતાના ગુણ ઓછા ગાયા છે? 'મારું ભજન કર. મારી પાસે આવ, હું તને તારી દઈશ.' ઇત્યાદિ ઇત્યાદિ વાકયો વડે એમણે પણ આત્મસ્તુતિ નથી કરી શું? તો જે પક્ષે સ્વયં ભગવાન હોય તે જ પક્ષે સત્ય પણ હોય એ સહેજે સમજાય એવું છે.



# સાહિત્યની જરૂર

સાહિત્યનું સર્જન ને વાચન બન્ને નવરા માણસો માટે છે. દુનિયા માટે કંઈક કરી જવાની ઇચ્છા રાખનારાઓ ને કાર્યશીલ મનુષ્યોને એવા વિલાસ પરવડે નહિ. જગતની પ્રગતિના કાર્યમાં સાહિત્યનો ઉપયોગ શો? સાહિત્યથી સમાજની રુચિ ને જરૂરિયાત પોષાય છે? અત્યારના સંજોગોમાં અનાજની જરૂર છે—પુસ્તકોની નહિ. ચોપડી લખવાથી કોનો દહાડો વળ્યો છે? ચોપડીઓ વાંચી વાંચીને તમે શું ઉકાળવાના છો?

સાહિત્ય અને સાહિત્યકાર વિષે દુનિયાદારીના માણસો તરફથી આ પ્રકારની ટીકા ઘણી વાર થાય છે. આ બધી ટીકાનો ધ્વનિ એટલો જ છે કે વ્યક્તિ કે સમાજના ઐહિક શ્રેયને અર્થે સાહિત્ય કેવળ બિનજરૂરી છે. મૂઠી ધાન વિના નાનાં બાળ રડે છે ત્યારે કવિને કવિતા કરવી કેમ ગમે છે એમ એક કવિ જ પ્રશ્ન કરે છે. પરંતુ બીજાનાં જ નહિ, પોતાનાં બાળક પણ ભૂખથી રડતાં હોય ત્યારે યે કેટલાક કવિ કવિતા કરે છે એ જાણીતી હકીકત છે. કવિતાથી ભૂખ સંતોષાતી નથી—કવિતા એ ભૂખમરો ઘટાડવાનો ઉપાય નથી—કોક વાર એનાથી ભૂખમરો વધે પણ છે. પણ આ ફરિયાદ તો વર્ષો જૂની છે. **बुभुक्षितैर्व्याकरणं न भुज्यते पिपासितैः काव्यरसो न पीयते** ભૂખ્યાઓ કંઈ વ્યાકરણ ખાઈ શકતા નથી ને તરસ્યાઓ કવિતાનો રસ પી શકતા નથી.

વ્યક્તિ કે સમાજની સ્થૂલ જરૂરિયાતો સાહિત્ય દ્વારા સંતોષી શકાય એમ નથી, અને સાહિત્યે એવો દાવો પણ કર્યો નથી. કવિતા વડે યશની પ્રાપ્તિ થાય છે, વ્યવહારનું જ્ઞાન થાય છે, અકલ્યાણનો નાશ થાય છે અને અર્થની પણ પ્રાપ્તિ થાય છે એમ મમ્મટે કહ્યું છે પણ કવિતા—અર્થાત્

સાહિત્યનો એ ઉદ્દેશ નથી અને એના વડે એ જાતના લાભ થતા હોય તો આનુષંગિક અને ગૌણ છે. 'ચોપડી લખવાથી કોઈનું ભલું થતું નથી' એમ કહેનારા ચોપડી લખવાથી પૈસાદાર થવાતું નથી, અને તેથી ચોપડી લખવી એ અનિષ્ટ છે એટલું જ કહેવા માગતો હોય છે. ખરી રીતે જોતાં સાહિત્યસર્જન એ દ્રવ્યના અર્જન માટે છેજ નહિ, છતાં એનાથી યે કેટલી વાર અર્થપ્રાપ્તિ થાય પણ છે. સાહિત્યકારો પુસ્તકો લખીને સારું કમાયાના દાખલા મોજૂદ છે અને પુસ્તકવિક્રેતાઓને તો અર્થપ્રાપ્તિ માટે સાહિત્ય પર જ આધાર રાખવો પડે છે. ચોપડીઓ લખીને ને વેચીને બંગલા બંધાવ્યાના દાખલા મળી શકે એમ નથી; છતાં સાહિત્યને જે અર્થ સાથે સંબંધ છે તે શબ્દાર્થ સાથે, દ્રવ્ય સાથે નહિ, અને સાહિત્ય દ્વારા અર્થ-પ્રાપ્તિ થતી હોય તો યે સાહિત્યના સર્જકને કે પુસ્તકના વિક્રેતાને થાય છે. એટલે એ રીતે પણ વાચકની ને સમાજની દૃષ્ટિએ સાહિત્ય અર્થપ્રાપ્તિના વિષયમાં ઉપકારક નથી. સાહિત્ય દ્વારા અકલ્યાણ નિવારી શકાય છે એમ આજે તો ભાગ્યે જ કોઈક માનતું હશે. વ્યવહારનું જ્ઞાન સાહિત્ય મારફત મળી શકે છે એમ કહેવું એ વ્યવહારસૃષ્ટિનું અજ્ઞાન સૂચવે છે એમ પણ કદાચ કહી શકાય.

મનુષ્યની પાર્થિવ જરૂરિયાતો માટે સાહિત્ય બિલકુલ બિનજરૂરી છે એમ કહેવું એ યુક્ત નથી. ભૂખ્યો માણસ વ્યાકરણ નથી ખાઈ શકતો ને તરસ્યો મનુષ્ય કવિતા પી શકતો નથી એ સાચું, પણ મનુષ્યને ભૂખ માત્ર અન્નની નથી લાગતી ને એને તરસ લાગે છે તે માત્ર પાણીની જ નહિ. ઉદરભરણ એ મનુષ્યની પહેલી જરૂરિયાત છે. પણ એ જ એની જરૂરિયાત નથી. માણસને પેટ મળ્યું છે ને એ ખાડો પૂરવા માટે એને અવિશ્રાંત પ્રયત્નો કરવા પડે છે એ ખરું, પરંતુ પેટની ઉપર એને હૃદય પણ છે અને તેની જરૂરિયાતો પણ છે. અનાજ વડે ઉદર ભર્યા પછી ને પાણી કે બીજું જે કંઈ ઇષ્ટ લાગે તે પેય વડે તરસ છિપાવ્યા પછી પણ માણસની

ભૂખ ને તરત પૂરેપૂરી સંતોષાતી નથી. પશુ ને મનુષ્ય વચ્ચે આ જ ભેદ છે. સ્થૂલ જરૂરિયાતો સંતોષાય એટલે પશુ તૃપ્તિ અનુભવે છે; સ્થૂલ જરૂરિયાતો સંતોષાયા પછી પણ મનુષ્ય અતૃપ્ત રહે છે અને એ કંઈક બીજાની ઝંખના કરવા લાગે છે. માણસને વ્યાકરણની ભૂખ ને કવિતાની તરસ પણ લાગે છે. સતના દર્શન માટે, સૌન્દર્યના અનુભવ માટે એ ઝંખે છે. સત્યાન્વેષણ માટે પ્રવૃત્ત થઈને એ શાસ્ત્રોગ્રંથો રચે છે, સૌન્દર્યના અનુભવ માટે ઝંખતો એ સાહિત્યસૃષ્ટિનું નિર્માણ કરે છે.

આ સ્થૂલ સૃષ્ટિ ઉપરાંત મનુષ્ય એક બીજી, પોતાની ઘડેલી નવીન સૃષ્ટિમાં પણ વિહરે છે. એ રીતે દરેક મનુષ્ય આ જગત અને અન્ય જગત બંનેમાં એક સાથે જીવતો હોય છે. સ્થૂલ દૃષ્ટિએ વ્યવહાર સૃષ્ટિમાં એ કાર્ય કરતો રહે છે અને સાથે સાથે પોતાની કલ્પનાસૃષ્ટિમાં પણ એ રમ્યા કરે છે. વ્યવહારની દૃષ્ટિએ એ સૃષ્ટિ જૂઠી હશે, પણ વ્યક્તિની પોતાની દૃષ્ટિએ એ સૃષ્ટિ વ્યવહારસૃષ્ટિ કરતાં જરાય ઓછી સત્ય હોતી નથી. સાહિત્યકાર એ કલ્પનાસૃષ્ટિનાં પાત્રોને બીજાઓ પણ એ દુનિયામાં આનંદનો લાભ લઈ શકે એવી રીતે શબ્દદ્વારા સજીવન બનાવે છે.

પણ સાહિત્યની કલ્પનાસૃષ્ટિમાં રમનાર મનુષ્ય દુનિયાથી વિમુખ થઈ જાય એવો ભય રહે છે, અને તેથી સમાજની દૃષ્ટિએ સાહિત્ય ઉપકારક થવાને બદલે હાનિકારક થઈ પડે એવો સંભવ છે. સાહિત્યની સૃષ્ટિમાં રચ્યાપચ્યા રહેનારા વ્યવહારથી અનભિજ્ઞ અને અકાર્યકર હોય છે, અને એવા, પુસ્તકના કીટ જેવા, મનુષ્યો સમાજનું કે પોતાનું શું ભલું કરી શકવાના હતા?–એમ પણ કેટલીક વાર કહેવામાં આવે છે. આ આક્ષેપ કંઈક અંશે સાચો છે–પણ કંઈક અંશે જ. સાહિત્યના શોખીનો દુનિયાદારીની વાતમાં હંમેશાં મૂર્ખ હોય છે એમ હોતું નથી અને પુસ્તકના પારાયણમાં આ જગતને કોઈ કોઈ વાર ભૂલવાની ય જરૂર પડે છે. આધિ, વ્યાધિ ને ઉપાધિથી ભરપૂર એવી આ દુનિયાને ક્ષણભર વિસરી, દિક્કાલથી પર એવી

કોઈક અન્ય સૃષ્ટિમાં યથેચ્છ વિહાર કરવાનું મન દરેકને થાય છે અને સાહિત્યના ઉપભોગ વડે મનુષ્ય એ ઇચ્છાને સંતોષી શકે છે. મનુષ્ય થોડો કાળ પણ આ જગતને ભૂલી ન શકે તો એ ગાંડો થઈ જાય. આ દુનિયાને કોઇક જ વાર ને ક્ષણભર માટે જ ભૂલવાની જરૂર પડે છે એમ નથી. એને રોજ લાંબા વખત સુધી ભૂલી જવાની જરૂર પડે છે અને એ જરૂર સાહિત્ય ઉપરાંત સ્થૂળ રીતે, ઊંઘ વડે, પૂરી પડે છે. નિદ્રાનો અનુભવ કરતો મનુષ્ય આખા જગતને ભૂલી જાય છે પણ નિદ્રામાં એ સ્વતંત્ર હોતો નથી. સાહિત્યનો ઉપભોગ કરતાં એ જગતને વિસરી જાય છે, અને છતાં એ સ્વતંત્ર રહી શકે છે; એટલું જ નહિ, એ સર્વ બંધનોથી પર બને છે.

આનંદપ્રાપ્તિ એ આપણી સર્વ પ્રવૃત્તિઓનો હેતુ છે અને સાહિત્ય જેવો નિરતિશય આનંદ દુનિયાની ઘણી થોડી વસ્તુઓ આપી શકે છે. સાહિત્યના રસાસ્વાદથી મળતો આનંદ એ કોઈ પણ પ્રકારની સ્વાર્થ-વૃત્તિથી રંગાએલો ન હોઈ કેવળ વિશુદ્ધ રૂપનો હોય છે અને તેથી જ તેને બ્રહ્માનંદ સાથે સરખાવ્યો છે.

સર્વ મનુષ્યો સરખાં છે, બધામાં એક જ પ્રકારનું મનુષ્યત્વ રહેલું છે. એ સમજાવવા માટે ધર્મ, જાતિ અને શાસ્ત્રો પ્રવૃત્ત થયાં છે, પરંતુ એ બોધ માણસને ગળે ભાગ્યે જ ઊતરે છે. સાહિત્ય એ સત્યને સમજાવ્યા વિના એનો સીધો અનુભવ જ મનુષ્યને કરાવે છે. સાહિત્યની સૃષ્ટિમાં બધાં જ સરખાં છે. સાધારણીકરણ વડે એ સર્વને સમાન બનાવે છે અને એકનું દુઃખ એ અન્યનું દુઃખ થાય છે. એકના વિયોગથી બીજા સૌની આંખ ભિંજાય છે, એકનો આનંદ એ સર્વનો આનંદ બને છે. દિશા ને કાળના બંધનો લોપીને માનવહૃદય જ્યાં જ્યાં માનવતા વ્યવહારસૃષ્ટિમાં હોય છે, ત્યાં ત્યાં સર્વત્ર એકતાનો અનુભવ કરે છે વ્યવહારસૃષ્ટિમાં કેવળ સ્વાર્થમાં જ રચ્યોપચ્યો રહેતો મનુષ્ય પણ સાહિત્યસૃષ્ટિનો રસાસ્વાદ લેતાં સ્વાર્થની બધી વાત ભૂલી કલ્પનાસૃષ્ટિનાં પાત્રો સાથે, કેવળ માનવતાના સંબંધે જોડાઇને

ઐક્ય અનુભવી શકે છે. सर्वं खल्विदं ब्रह्म, के नेह नानास्ति किंचन એ સિદ્ધાંતનું સાચું રહસ્ય થોડાક જ જ્ઞાની સમજી શકતા હશે, પરંતુ સાહિત્યનું આસ્વાદન કરનાર પ્રત્યેક તેનો અનુભવ લઈ શકે છે. આ ઐક્યાનુભવ કરાવવા ઉપરાંત સાહિત્ય મનુષ્યના ભાવોને સંસ્કારે છે.

મનુષ્યના હૃદયમાં અનેક ભાવો રહેલા છે. અમુક કારણો મળતાં એ ઉદ્દિપ્ત થાય છે. પણ વ્યવહારસૃષ્ટિમાં એ ભાવો સ્વાર્થાદિને પરિણામે સંશુદ્ધ સ્વરૂપે અનુભવી શકાતા નથી. એમાંનો આનંદ લઈ શકાતો નથી. એ આનંદમાં સાથેસાથે કોઇ ને કોઈ પ્રકારનું દુ:ખ રહેલું હોય છે. સાહિત્ય એ માનવહૃદયના સનાતન ભાવોને જાગ્રત કરી તેમાંથી સ્વાર્થની માત્રા કાઢી નાખી તેને કેવળ વિશુદ્ધ બનાવે છે. અને એ રીતે રસનિષ્પત્તિ સાધી અવર્ણ્ય આનંદનો આસ્વાદ કરાવે છે. આમ સાહિત્ય આનંદ આપવા ઉપરાંત ભાવસંશુદ્ધિ પણ કરે છે. સ્થૂળ દૃષ્ટિએ દિશા, કાળ અને ઇતર અનેક બંધનોથી જોડાએલો મનુષ્ય વામન સરખો છે. સાહિત્ય એને વિરાટ બનાવે છે. વર્તમાનમાં જ બંધાએલો મનુષ્ય સાહિત્યની મદદ વડે ભૂત અને ભવિષ્યમાં વિહાર કરી શકે છે, અનંતતાનો અનુભવ લઈ શકે છે. શોક અને ભયના પ્રસંગોમાંથી યે સાહિત્ય એને માટે આનંદનું તત્ત્વ શોધી કાઢે છે, અસુંદરમાં રહેલું સૌંદર્ય એને સમજાવે છે, અને ક્ષણભર આ વાસ્તવિક જગતને ભૂલી સાચી વસ્તુનું એને ભાન કરાવે છે.

સાહિત્ય મનુષ્યની સ્થૂળ જરૂરિયાતો ભલે સંતોષી શકતું નહિ હોય, પરંતુ એ જો આ પ્રમાણે અન્યથા અતીવ દુર્લભ એવો માનવ ને માનવ વચ્ચે રહેલા ઐક્યનો અનુભવ કરાવી શકતું હોય; એના હૃદયને વિશાળ ને ઉદાર બનાવી ભાવસંશુદ્ધિ સાધી શકતું હોય; યોગીજનને પણ દુષ્પ્રાપ્ય એવા નિરતિશય બ્રહ્માનંદ સરખા આનંદનો અનુભવ કરાવી શકતું હોય અને વામનને વિરાટ બનાવી શકતું હોય તો પછી પૂછી શકાય કે 'સાહિત્યની જરૂર છે ખરી?' એવો પ્રશ્ન કરવાની પણ જરૂર છે ખરી?

## નિધન-નિધાન

ગોરમાની રમત રમતાં છોકરીઓ ગાય છે: "ચપચપ ચીપિયો તેલની ધાર, પેલી કીકીને પણતાં કેટલી વાર?"

પરણી નાંખતી નથી, તેથી કીકી પોતે તથા એનાં માબાપ અધીરાં થાય, તે કરતાં આજુબાજુનાં લોકો વધારે અધીરાં થાય છે. "હવે તો આ છોકરી મોટી થઇ. એનું કંઇ કરી નાંખો" એમ કન્યાનાં માબાપને ઓળખીતાં-પારખીતાં ને સગાંવહાલાં વારંવાર સલાહ આપવા આવે છે.

એક સુધારક વિચારના પિતાને એના એક જૂના વિચારના વડીલે "છોકરી આટલી મોટી થઈ છતાં હજી તારી આંખ કેમ ઊઘડતી નથી?" એમ પૂછ્યું ત્યારે એણે જવાબ દીધો: "છોકરી મારી છે. એને પરણાવવા માટે મને ઉતાવળ હોય કે તમને?"

પેલા વડીલે કહ્યું, "તને તો કંઈ ભાન નથી. પણ અમારે યે આંખો બંધ રાખવી? છોકરીની જાત. ક્યાં સુધી સચવાય?"

છોકરીના પિતાએ કહ્યું: "અસલના લોકોને દીકરી એ દૂધી જેવી લાગતી–વધારે વખત એમ ને એમ રહે તો એ બગડી જાય એવો એમને ભય રહેતો. મને એવું લાગતું નથી."

વડીલે નિરાશ થઇને કહ્યું: "છોકરી તારી છે. જેમ કરવું હોય તેમ કર. મારે પારકી પંચાત વહોરીને શું કામ છે?"

આમ છતાં એ વડીલ બીજાંઓની મારફત પણ કન્યાના પિતાને છોકરીનાં જલદી લગ્ન કરી નાંખવા બાબત વારંવાર દબાણ કરતા જ રહ્યા.

આજ રીતે બ્રિટિશ કેબિનેટ મિશન હિંદને સ્વરાજ્ય આપવા સારુ અહીં આવ્યું છે અને એઓ જે આપવા માંગે છે તે સ્વરાજ્ય–અર્થાત્ કૂતરાઓ માંહ્યોમાંહ્ય લડી મરે એવા પ્રકારનું રાજ્ય–ને વિષે બરાબર ખાતરી ન થવાથી દેશના અગ્રણી રાજપુરુષો આજે દિવસો થયાં મંત્રણાઓ કર્યા જ કરે છે. આ મંત્રણાથી એઓ કંટાળ્યા હશે તે કરતાં લોકો વધારે કંટાળી ગયા છે. "આ પાર કે પેલે પાર" "કંઈ પણ નિશ્ચય આ લોકો કરી નાંખે તો સારું. નકામું આટલું લંબાવ લંબાવ શા માટે કરવું ?" એવી વાણી 'જનતાજનાર્દન'ના મુખેથી વારંવાર સંભળાય છે.

હમણાં થોડા વખત પર હું એક સંગીતની મિજલસમાં ગયો હતો. ત્યાં ચાપાણીના વિરામ સમયે ભેગી થએલી મંડળીમાં આ વાતની ચર્ચા ઊપડતાં એક ગૃહસ્થે મને પૂછ્યું: "પેલા પૂનેમચંદની છોકરીનાં લગન સોભાગચંદના છોકરા સાથે આ વર્ષે થવાનાં હતાં તે મુલત્તવી રહ્યાં તે જાણો છો ?"

બ્રિટિશ કેબિનેટ મિશન, મહાસભા ને મુસ્લિમ લીગની વાત પરથી પૂનેમચંદની છોકરી ને સોભાગચંદના છોકરાની વાત શી રીતે આવી તે સમજવાનો અફળ યત્ન કરતાં મેં કહ્યું: "ના, ખરું પૂછો તો સોભાગ-ચંદના છોકરાનું લગ્ન પૂનેમચંદની છોકરી સાથે થવાનું હતું તે પણ હું જાણતો નહોતો. પણ એ વાતને અહીં શો સંબંધ છે ?"

"એવું જ અત્યારે આ દેશના મોટા મોટા માણસો કરી રહ્યા છે." એમણે કહ્યું.

"શી રીતે ?" મેં પૂછ્યું.

"જુઓ સમજાવું. પૂનેમચંદની છોકરી ને સોભાગચંદનો છોકરો બન્નેમાં કોઈ જાતની ખોડખાંપણ નથી. બંને એકબીજાને પરણવા માંગે છે. પૂનેમચંદ ને સોભાગચંદ પણ એ બંને પરણે એમાં રાજી છે. આ વર્ષે લગ્નનું મૂરત પણ સારું આવે છે. અને આ વર્ષે લગ્ન કરવાની બધી

રીતની ફાવટ છે." એમણે કહ્યું.

"ત્યારે વાંધો શો આવ્યો?" વાતમાં કંઈ રસ પડતાં મેં પ્રશ્ન કર્યો.

"એ જ ખૂબી છે ને!" એમણે જવાબ દેતાં કહ્યું: "બધી રીતની ફાવટ છે, ત્યારે બસ નજીવી વાત આગળ કરીને વગર કારણે વહેવાઇઓ લડી પડ્યા."

"પૈસાટકાપલ્લાઘરેણાં સંબંધી વાંધો પડ્યો હશે?" મેં કહ્યું.

"ના, એમ હોત તો ઠીક. આ તો સાંબેલા માટે વાંધો પડ્યો! સોભાગચંદને એકનો એક દીકરો છે, ને પૂનેમચંદને પણ એકની એક છોકરી છે. એટલે બંને બહુ ઠાઠમાઠથી લગ્ન કરવા માગે છે. છેલ્લાં દશ વર્ષમાં ન નીકળ્યો હોય એવો વરઘોડો કાઢવાનું બંનેએ નક્કી કર્યું. ત્રીસ સાંબેલા કાઢવા, બહારગામથી હાથી મંગાવી વહુવરને તેના પર બેસાડવાં, એકેક સાંબેલા આગળ બબ્બે બેંડ ને બબ્બે ઢોલીઓની જોડી રહે તેને જુદી જુદી રીતે શણગારવી વગેરે બધી બાબતો નક્કી કર્યા પછી કોન. કેટલા સાંબેલા રાખવાં તેની વાત આવી. પૂનેમચંદ કહે: આપણે પંદર પંદર સાંબેલા રાખીએ. પંદર તમારા ને પંદર મારા. સોભાગચંદે કહ્યું: ના એમ ન બને ગમે તેમ પણ અમે વર પક્ષના કહેવાઇએ એટલે અમારા બે સાંબેલા વધારે જ હોય, સોળ અમારા, ને ચૌદ તમારા. પૂનેમચંદે જવાબ દીધો: હું એ હરગીઝ કબૂલ નહિ કરું. આ જમાનામાં છોકરા છોકરી વચ્ચે કોઈ ફેર ગણતું નથી, અને મારે મન મારી છોકરી છોકરા જેવી છે. એટલે સિદ્ધાંત ખાતર પણ હું તો સરખા સાંબેલા જ રાખવાના મતનો છું. સરખા સાંબેલા નહિ હોય તો વરઘોડો નહિ નીકળે. સોભાગચંદે પણ એટલી જ મક્કમતાથી કહ્યું: સરખા જ સાંબેલા રાખવાના હોય તો વરઘોડો કદાપિ નહિ નીકળે, છોકરો તે છોકરો ને છોકરી તે છોકરી! ખુદ ભગવાને બંને વચ્ચે ફેર રાખ્યો છે તો એનો ઇન્કાર કરનાર આપણે કોણ? અને આમ બંને એટલા મમતે ચઢ્યા કે આવતે વર્ષે આ વાતનો કંઈ નિકાલ નીકળે તો શોધી કાઢવો એમ બધાએ નક્કી કરી

આ સાલ લગન મુલતવી રાખ્યાં."

"વાત બહુ રસિક છે. પણ આપણી મૂળ વાત સાથે આને શો સબંધ છે તે સમજાયું નહિ." મેં કહ્યું.

"ન સમજાયું ? જુઓ સમજાવું." એમણે ખુલાસો કરતાં કહ્યું: "કૅબિનેટ મિશને એ યોજના ઘડી કાઢી છે તે સાથે અમુક વાંધાવચકા જણાવીને મહાસભા ને લીગ બંને સંમત થયા છે. હવે ફક્ત વચગાળાની સરકાર નીમવાનો સવાલ છે. તેમાં વાંધો પડયો છે કે મહાસભાના ને લીગના સાંએલા સરખા હોવા જોઇએ કે વધતા ઓછા? લીગને લાગે છે કે સરખા હોવાં જોઈએ. મહાસભા કહે છે કે ના, અમારા વધારે હોવા જોઇએ, અને આમ ફક્ત વચગાળાની સરકારની નિમણુંક અંગે આખી યોજના તૂટી પડવાની અણી પર આવી છે."

"અને આ બાબતમાં આપણા નેતાઓ ને વર્તમાનપત્રોવાળા માંહ્યોમાંહ્ય કેવા લડે છે તે પણ જોવા જેવું છે." બીજા એક ભાઇ બોલી ઊઠયા.

"અરે! ખુદ મોટા માણસોનો જ દાખલો જુઓ. મિશને સાર્વભૌમ પાકિસ્તાનની ના પાડી એટલે કૉંગ્રેસવાળા ગેલમાં આવી ગયા ને જનાબ ઝીણા હવે આ દેશ છોડીને ચાલ્યા જશે એમ કહેવા લાગ્યા. અને હિંદુ અને મુસલમાનની સરખી સંખ્યા વચગાળાની સરકારમાં રાખવાની વાત આવી એટલે લીગવાળાઓ 'કૉંગ્રેસવાળાઓને પડેલી લપડાક' એમ ગર્જના કરવા લાગ્યા." ત્રીજા એક ગૃહસ્થે ટીકા કરતાં કહ્યું.

ચોથા એક સજ્જન બોલ્યા: "અને આ પણ કેવું નવાઈ જેવું છે કે મિશને પાકિસ્તાનની સ્પષ્ટ ના પાડી દીધી અને આપણે ધાર્યું કે હવે લીગ લડાઈ જાહેર કરશે. ત્યારે લીગને એમાં પાકિસ્તાનનાં બીજ દેખાયાં! અને મુસ્લિમ પ્રાંતોના અલગ જૂથ મિશને સ્પષ્ટ રીતે જાહેર કર્યા છતાં એ તો મરજિયાત છે એમ કહીને કૉંગ્રેસ એમાં પોતાનો વિજય દેખી રહી! આમ પોતાની ધારેલી વસ્તુ ન મળે તો પણ એમાં માંગ્યું મળી જાય છે એમ

માનીને બન્ને પક્ષો સંતોષ માની રહ્યા છે!"

આવી જાતજાતની ટીકાઓ સાંભળીને મને ગર્વ થયો કે આપણો દેશ ગમે તેટલો અભણ ગણાતો હશે, પણ ટીકા કરવાની વાતમાં એ કોઈ પણ દેશથી ઊતરે એવો નથી. આપણા દેશના સામાન્ય પુરુષો આવા જાહેર હિતના મહત્ત્વના પ્રશ્નોમાં આટલો રસ લે અને પોતાના નેતાઓ માટે પણ ટીકા કરે એ બહુ આવકારપાત્ર છે. પરંતુ એટલું સમજવું જોઇએ કે આવી ટીકાઓ ઘણુંખરું આધાર વિનાની ને અધીરાઇને લીધે કરવામાં આવે છે. માનવ સ્વભાવનો અભ્યાસ અને વસ્તુસ્થિતિનું સાચું જ્ઞાન આવી ટીકા પાછળ હોતાં નથી. વરઘોડામાં વરપક્ષના ને કન્યાપક્ષના સાંબેલાની સંખ્યા બાબત વહેવાઈઓ લડે ને તેથી લગ્ન મુલતવી રાખવાં પડે એ જેને મન વરઘોડાનું તથા સાંબેલાઓ ને એ સાંબેલાઓ કાઢવાના હક્કનું મહત્ત્વ નહિ હોય તેને હાસ્યાસ્પદ લાગે. પરંતુ સાચા સિદ્ધાંતવાદીઓ તો નાનામાં નાની બાબતમાં પણ સિદ્ધાંતનો દ્રોહ ન થાય તેની કાળજી રાખે છે. નજીવી બાબતમાં પણ પોતાનો હક માર્યો ન જાય તે માટે વીર પુરુષો કોઈ પણ કારણસર ઝગડા કરવા તૈયાર થઈ જાય; તે માટે મોટી બાબતોમાં બાંધછોડ કરી પછી નાની બાબતોમાં કે વિગતો માટે તકરાર કરવી એ ખોટું છે એમ કહેવું બરાબર નથી. આપણી જિંદગી નાની નાની વસ્તુઓની જ બનેલી છે. મોટા બનાવો કોઇક જ વાર બને છે. આથી આપણો સ્વભાવ જ એવો થઇ ગયો છે કે ઘણી વેળા આપણે મોટી બાબતો જતી કરીએ છીએ, પણ નાની બાબતો જતી કરી શકતા નથી.

અને પાકિસ્તાનનો સ્પષ્ટ ઇન્કાર છતાં લીગને એમાં પાકિસ્તાનનાં બીજ દેખાયાં, તથા પ્રાંતીય જૂથોના ફરજિયાત જોડાણ છતાં કૉંગ્રેસને એમાં પ્રાંતીય સ્વાયત્તતા સમાએલી જણાઈ. એ, પોતાને અણગમતું મળે ત્યારે પણ, એમાં કંઈ ને કંઈ સારું તત્વ શોધી કાઢી મનુષ્ય પોતાના મનને મનાવવાનો પ્રયાસ કરે છે તેના જેવું છે. એ માનવ સ્વભાવની નબળાઈ

માત્ર છે એમ માનવું એ પણ મને બરાબર લાગતું નથી.

અમુક આદર્શ કે ધ્યેય તરફ નજર રાખી મનુષ્ય આગળ વધે, પરંતુ એ જેમ આગળ વધે, તેમ પેલો આદર્શ પણ ક્ષિતિજરેખાની પેઠે આગળનો આગળ જતો જાય અને એ પોતાના આદર્શને સિદ્ધ ન કરી શકે એ બનવા જોગ છે. એટલું જ નહિ, પણ ઘણી વાર એવું જ બને છે. એમ છતાં આદર્શને સિદ્ધ કરવાના પ્રયાસમાં મનુષ્ય જે થોડુંઘણું મેળવી શકે તેનાથી એ સંતોષ માની લે તો તેમાં કંઈ ખોટું નથી.

ધારેલી વસ્તુ ન મળે ને તેને બદલે બીજી જ કોઈ વસ્તુ મળે ત્યારે નાસીપાસ કે નિરાશ થઈ જવું એ કાપુરુષનું લક્ષણ છે, હતાશ થયા વિના જેટલું મળે તેટલું લઈ બીજું વધારે મેળવવાનો પ્રયત્ન કરવો એ વીર પુરુષનું લક્ષણ છે. ધારેલી વસ્તુ ન મળે ત્યારે એ વણમાંગી વસ્તુ પણ માંગેલી વસ્તુ જેવી જ છે, ન મળેલી વસ્તુ બહુ મેળવવા જેવી નહોતી એમ સંતોષ મેળવવો એ ફિલસૂફનું લક્ષણ છે. પ્રથમ પ્રકારનો પુરુષ નિરાશાવાદી બની હંમેશ દુઃખી રહે છે, બીજા વર્ગનો મનુષ્ય આશાવાદી બનીને સદા ઝગડતો રહે છે ને ત્રીજા પ્રકારનો મનુષ્ય શાંતિ ને સંતોષ મેળવી સુખી બને છે.

અમારી જ્ઞાતિનાં એક સુશિક્ષિત બહેનને પોતાને યોગ્ય કોઇ પુરુષ જણાતો નહોતો. એમને દેખાવડો, ભણેલો, વ્યવહારચતુર, કલારસિક, ધનવાન, પ્રતિષ્ઠિત અને જ્યાં જાય ત્યાં પોતાના ગૌરવની છાપ પડે એવા વ્યક્તિત્વવાળો પુરુષ જોઇતો હતો. બહુ વર્ષ વાટ જોયા પછી આખરે એ પરણ્યાં. એમનો પતિ દેખાવે તદ્દન સાધારણ, પૈસાટકાની બાબતમાં ખર્ચ જેટલી કમાણી કરનારો, ખાસ વ્યકિતત્વ વિનાનો પરંતુ અત્યંત સરળ સ્વભાવનો હતો.

શરૂઆતમાં તો એમને બહુ લાગ્યું, પણ પછી એમણે મન મનાવ્યું કે "બહુ પ્રચંડ વ્યક્તિત્વવાળા પુરુષની પત્ની થવામાં લાભ નથી. એના વ્યક્તિત્વ આડે પત્નીનું વ્યક્તિત્વ દબાઈ જાય. પતિ બહુ ધનવાન હોય તે પણ કામનું નહિ કાં તો એ આળસુ કંજુસ બને. ને બહુ દેખાવડો હોય તો બીજી સ્ત્રીઓ

એને છીનવી લે એવો સંભવ ઉપસ્થિત થાય. એને બદલે સારા સ્વભાવનો એ હોય તો બસ. અને મને એવો જ પતિ મળ્યો છે, મારા જેવું સુખી કોણ ?" અને એ ખરેખર સુખમાં જીવન ગુજારે છે.

બીજા એક બહેનને હું ઓળખું છું. એમનો પતિ બધી રીતે સારો છે. પણ એનું નાક સહેજ ચીબું છે. બસ, આ એક ખામીને લીધે બહેનને દુનિયા ખારી ઝેર જેવી લાગે છે. "બધું છે તેમાં શું બળ્યું ? મારાથી એની જોડે ફરવા પણ જવાતું નથી. જે જુએ તે કહે છે કે આ ચીબા વરની વહુ ચાલી. બળ્યું ! આના કરતાં તો કોઈ ગરીબ પણ તીણા નાકવાળા વર સાથે મને પરણાવી હોત તો હું આટલી દુઃખી તો ન થાત !" આમ બળાપો કરીકરીને સુખ અને સગવડનાં બધાં જ સાધનો મોજૂદ છતાં એ હંમેશ વિના કારણે દુઃખી રહે છે.

ઇસપની વાર્તામાં આવે છે કે શિયાળે ઊંચે ઝાડ પર રહેલી દ્રાક્ષ મેળવવાનો પ્રયત્ન કર્યો અને તેમાં એ સફળ ન થયો એટલે 'દરાખ ખાટી છે' કહીને એણે મન મનાવ્યું. એ વાર્તા શિયાળની મૂર્ખાઈ કે એના મનની નબળાઈ દર્શાવે છે એમ કોઈ માનતું હોય તો, મારે કહેવું જોઇએ કે, તે ભૂલ કરે છે. આ વાર્તા શિયાળના ડહાપણનું નિદર્શન કરે છે. આપણે ન પહોંચી શકીએ તેટલે ઊંચે રહેલી દ્રાક્ષ હંમેશ ખાટી જ હોય છે અને તેનું પ્રમાણ એટલું જ કે આપણે તેને પહોંચી શકતા નથી. એ વાર્તા જરા લંબાવીને ઇસપે એમ કહ્યું હોત કે પછી એ શિયાળ જરા દૂર ગયો ત્યાં એક જાંબુડા પરથી પડી ગયેલાં થોડાં જાંબુ એણે જોયાં. સ્વાદમાં તો એ ખાટાં હતાં, પણ શિયાળે એ ખાઇને કહ્યું: "હા ! કેવા સરસ જાંબુ છે ! દરાખ મને બિલકુલ સદતી નથી. જો દરાખ ખાધી હોત તો જરૂર હું માંદો પડત, પણ હવે આ જાંબુ ખાધાં છે એટલે મારી તંદુરસ્તી સુધરશે. આ જાંબુ જેવાં મિષ્ટ ફળ બીજાં કોઇ નહિ હોય' તો એ શિયાળના શાણપણાનું વધારે સૂચક થાત. ન પ્રાપ્ત થઈ શકે એવી વસ્તુ ખરાબ છે,

અને જે મળી જાય તે સુંદર છે-મેળવવા જેવી છે એમ માનવું એ જ ડહાપણની નિશાની છે.

આપણા ડાહ્યા, શાણા ને સમજુ પૂર્વજોએ કહ્યું જ છે કે **संतोष एव पुरुषस्य परं निधानम्।** સંતોષ એ જ પુરુષનું પરમ નિધાન-એટલે કે સંપત્તિ-છે. આ આપણી પૂર્વની ફિલ્સુફી છે. પશ્ચિમના લોકો સંતોષ એ પુરુષનું નિધન છે-અર્થાત મરણ છે-એમ માને છે. આપણે સંતોષને નિધાન માનીએ છીએ, એ લોકો નિધન માને છે. ફરક ફક્ત 'અ' ને 'આ' નો છે. પરંતુ 'અ' એ અભાવવાચક છે ને 'આ' એ અસ્તિત્વ જ નહિ, પણ નિકટતાનું સૂચન કરે છે, એટલે સંતોષને નિધન-અર્થાત્ મૃત્યુ સમાન ગણનારા માટે સુખનો અભાવ રહે છે, ને એને નિધાન-અર્થાત્ સંપત્તિરૂપ માનનારાને સહજ સુખ મળી રહે છે, એટલે આપણા શાણા દેશનેતાઓએ આપણી પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે ચાલી પોતાને ને દેશને સુખી થવાનો જ રસ્તો શોધી કાઢયો છે એમ કહેવું જોઇએ.



# કવિતા અને વનિતા

'રા. બ. કમલાશંકર ત્રિવેદી સ્મારક સમિતિના આશ્રયે આપણા યુવાન કવિ શ્રી. કોલક 'નવીન વનિતાનો વિકાસ' એ વિષય પર વ્યાખ્યાન આપશે.' એવા સમાચાર એક વર્તમાનપત્રમાં વાંચી મને આશ્ચર્ય થયું. શ્રી. કોલક કવિ છે, અને યુવાન કવિ છે એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. પરંતુ એમણે જે વિષય વ્યાખ્યાન માટેનો પસંદ કર્યો તે વાંચી મને જરા નવાઇ લાગી. એઓ કવિતા ને 'કવિતા' બંને કાઢે છે—અર્થાત્ પોતાના હૃદયમાંથી કવિતા કાઢીને વાચકોને તેનો લાભ આપે છે ને તે ઉપરાંત 'કવિતા' નામના સામયિકનું સંપાદન કાર્ય પણ કરે છે. એટલે કાવ્યને લગતા કોઈ વિષય ઉપર એ બોલે તો જ તે યોગ્ય ગણાય. પરંતુ 'નવીન વનિતા' વિષે બોલવાનું એમણે શા માટે પસંદ કર્યું હશે તે કંઇ સમજાયું નહિ. નવીન વનિતા ને તેના વિકાસ વિષે હજી એમણે એવું કંઇ લખ્યું નથી કે એમને એ બાબતમાં પ્રમાણભૂત ગણી શકાય. કદાચ એમ હોય કે એઓ અત્યારે એક ફોટો પાડનારી કંપનીમાં રહ્યા છે અને ત્યાં 'ફોટો' પડાવવા આવતી અનેક નવીન વનિતાઓનો અભ્યાસ કરવાની એમને તક મળી હોય અને તે પરથી એમણે વ્યાખ્યાન આપવા માટે આ જાતનો વિષય પસંદ કર્યો હોય.

એક મિત્રને મેં આ વાત કરી ત્યારે એણે કહ્યું: "તમારી ભૂલ થાય છે."

"મારી ભૂલ શી રીતે ? ભૂલ થતી હોય તો કોલકની થાય છે. 'નવીન વનિતા' વિષે વ્યાખ્યાન આપવાનો વિચાર કરવો એ ભૂલભરેલું છે એમ તમને લાગતું હોય—અને ઘણાને એમ લાગે છે—તો એ ભૂલ મારી નથી.

હું વ્યાખ્યાન આપવાનો નથી." મેં કહ્યું.

"હજી ય કહું છું કે ભૂલ તમારી જ થાય છે, અને એવડી ભૂલ થાય છે." મારા મિત્રે કહ્યું.

"મારી ભૂલ ભારે શક્તિવાળી લાગે છે. આટલી વારમાં એવડી બની ગઇ!" મે કહ્યું.

"હા. તમે બરાબર વાંચતા નથી, એ એક ભૂલ; અને પૂરેપૂરું સાંભળતા નથી એ બીજી ભૂલ." મારા મિત્રે કહ્યું.

"શી રીતે?" મેં પ્રશ્ન કર્યો.

"જુઓ, તમે મારી વાત પૂરી સાંભળ્યા વિના જવાબ દેવા બેસી ગયા એ એક ભૂલ અને બીજી ભૂલ એ કે તમે વર્તમાનપત્રમાં આવેલા સમાચાર બરાબર વાંચ્યા નથી." મિત્રે ખુલાસો કરતાં કહ્યું. અને પછી પોતાની પાસે વર્તમાનપત્ર હતું તે ઉઘાડી તેમાંથી આ બાબત વિષે છપાએલા સમાચાર દેખાડી કહ્યું: "જુઓ, આ વાંચી જુઓ. એ પરથી તમને જણાશે કે કાલક નવીન વનિતા વિષે નહિ, પણ નવીન કવિતા વિષે બોલવાના છે."

મેં વાંચી જોયું; વ્યાખ્યાનનો વિષય 'નવીન વનિતા' નહિ પણ 'નવીન કવિતા' હતો.

"ત્યારે વાંચવામાં મારી ભૂલ શાથી થઈ?" મેં નવાઇ પામીને ઉદ્ગાર કાઢયો.

"તમે કદાચ વનિતાનો વિચાર, એ વાંચતી વેળા, કરતા હશો. અથવા એ વાંચતાં પહેલાં તરત જ કોઇક સ્થળે 'વનિતા' શબ્દ તમારા વાંચવામાં આવ્યો હશે એટલે એવી ભૂલ થઈ." મારા મિત્રે કહ્યું.

"ના, તમારો ખુલાસો બરાબર નથી. એ વાંચતી વેળા નવીન વનિતા કે પુરાણા પુરુષો કોઇનો હું વિચાર કરતો નહોતો. અને એ વાંચ્યા પહેલાં

તો અગરબત્તીની જાહેરખબર મેં વાંચી હતી અને તેમાં 'વનિતા' કે એને મળતો કોઈ શબ્દ પણ નહોતો." મેં કહ્યું.

આ જાતની ભૂલો આપણે ઘણી વાર કરીએ છીએ અને તેનું કારણ સમજી શકતા નથી. પરંતુ ખરી રીતે જોતાં આપણે કોઈ ભૂલ કરતા જ નથી. આપણને જે ભૂલ જેવું લાગે છે તેની પાછળ કંઈ ને કંઈ અર્થ રહેલો હોય છે. કેટલાક માને છે કે જે ભૂલ આપણાથી અજાણ્યે થઇ ગઈ એવું આપણને લાગે છે તે ભૂલ આપણે કરવા માંગતા હોઇએ છીએ. નવીન માનસશાસ્ત્રના ઉપાસકો કહે છે કે આપણે જે ભૂલ કરીએ છીએ તે આપણી ઇચ્છા વ્યક્ત કરે છે. આપણી અજાણ્યે આપણા મનમાં અમુક વાસનાઓ ને ઇચ્છાઓ સુષુપ્ત દશામાં પડી રહી હોય છે; અને અંધારાં ઓરડામાં પુરાએલું કૂતરું બહાર કોઇનો પગરવ સાંભળતાં જેમ ભસી ઊઠે, તેમ એવી ઇચ્છા કોઈક પ્રસંગ મળતાં સ્વપ્ન રૂપે, કે આ રીતે ભૂલ તરીકે પોતાની જાત જણાવી દે છે—અલબત્ત, એની જાત એમના જેવા કુશળ માનસશાસ્ત્રીઓ જ પારખી શકે છે. અને એઓ કહે એટલે, ખાતરી થતી હોય કે ન થતી હોય—મોટે ભાગે તો ન જ થતી હોય તો પણ આપણે એ માની લેવાનું. એ રીતે જોતાં મારા મનમાં એવી ઇચ્છા હોવી જોઇએ, કે શ્રી. કોલક નવીન કવિતા પર નહિ, પણ નવીન વનિતા પર વ્યાખ્યાન આપે અને મારા મનમાં એવી ઇચ્છા રહેલી છે તે હું યે ન જાણું ને શ્રી. કોલકે ન જાણે. આ પ્રકારનો ખુલાસો, નવીન માનસવિશ્લેષણ શાસ્ત્રોના આધારે કદાચ કરવામાં આવે તો હું નથી ધારતો કે એ કોઈને પણ ગળે ઊતરે. શ્રી. કોલક તો શું, પણ કોઈ પણ નવીન વનિતા વિષે વ્યાખ્યાન આપે એવી અજાણ્યે પણ મેં ઇચ્છા સેવી છે એમ માનવા હું હરગિઝ તૈયાર નથી.

પરંતુ બીજી રીતે વિચાર કરતાં લાગે છે કે મારી ભૂલ નથી. મારી ઇચ્છા-અનિચ્છાનો આમાં પ્રશ્ન નથી. પણ વ્યાખ્યાનનો સાચો વિષય—'નવીન કવિતા' અને મેં ભૂલમાં વાંચેલો વિષય—'નવીન વનિતા' એ બે વચ્ચે

બહુ અભેદ જ નથી. એ દૃષ્ટિએ મારી એ ભૂલ રહેતી નથી.

વનિતા અને કવિતા વચ્ચે ઘણું સામ્ય છે. એક વાર એક જણે સાહિત્યકારો સમક્ષ પ્રશ્ન રજૂ કર્યો હતો કે: "દુનિયાના સાહિત્યમાં આટલા બધા પુરુષ કવિઓ છે તેના પ્રમાણમાં સ્ત્રી કવિઓની સંખ્યા નહિ જેવી છે તેનું શું કારણ?" ત્યારે એક સાહિત્યકારે એક જવાબ દીધો હતો: "પુરુષો કવિતા કરે છે, સ્ત્રીઓ જીવે છે."

બીજા એક જણે કહ્યું હતું : 'સ્ત્રીઓ તો કવિતાની સાક્ષાત્ મૂર્તિ છે."

વસ્તુસ્થિતિ તરફ આંખમિંચામણાં કરી કેવળ કલ્પનામાં રમનારા પુરુષોના આ જવાબ કેવળ કવિત્વમય ને રસિક પરંતુ તર્ક ને સત્યના પાયા પર રચાએલા ન હોય એવા પ્રથમ દૃષ્ટિએ લાગે. પરંતુ એમાં ભારોભાર સત્ય રહેલું છે.

કવિતા અને વનિતા બંને ઘણી બાબતોમાં સરખાં છે. બંને પુરુષની બુદ્ધિને નહિ, પણ એના હૃદયને અસર કરે છે. ડાહ્યા માણસને ગાંડા કરવાનું કાર્ય બંને કરે છે. રસનિષ્પત્તિ એ બંનેના સમાન ધર્મ છે. એ બંને જે કરે છે તેમાં ઉપલક દૃષ્ટિએ દેખાય તે કરતાં ઘણો અર્થ સમાયો હોય છે. બંને કંઈ પણ વસ્તુ સ્પષ્ટ રીતે કહેવા કરતાં તેનું સૂચન માત્ર ધ્વનિ રૂપે કરે છે. વક્રોક્તિ–એટલે કે વાંકી રીતે બોલવું–એ બંનેનો પ્રધાન ધર્મ છે.

નવીન કવિતા ને નવીન વનિતા એ બંને વચ્ચે તો ઘણું જ સામ્ય છે. એક વખતે એક જણે એક નારીજાતિની વ્યક્તિનું લંબાણથી વર્ણન કરી "આ કોનું વર્ણન છે?" એમ પૂછ્યું હતું ત્યારે બધાએ 'કોઈક સુંદરીનું' એવો જવાબ આપ્યો હતો. પરંતુ એમણે કહ્યું હતું: "ના સુંદરીનું નહિ, પણ ગાયનું વર્ણન છે. જુઓ, ફરી બોલી જાઉં. એ વર્ણન ગાયને લાગુ પાડી શકાય કે નહિ તે તમે જ નક્કી કરજો."

અને ખરેખર, સૌની ખાતરી થઈ કે એ ગાયનું જ વર્ણન હતું. એ રીતે જો કોઈ નવીન વનિતા વિષે બોલે કે લખે તો તે કંઈ પણ ફેરફાર

વિના નવીન કવિતાને લાગુ પાડી શકાય; અને નવીન કવિતા વિષે વ્યાખ્યાન કરે તો સાથે સાથે એણે નવીન વનિતા વિષે પણ વ્યાખ્યાન કર્યું એમ વિના સંકોચે કહી શકાય

"આ તે ગદ્ય કે પદ્ય તે પણ સમજાતું નથી." એમ નવીન કવિની કવિતા શીખવનારા એક શિક્ષકે ફરિયાદ કરતાં મને કહ્યું હતું ત્યારે મેં એમને જવાબ આપ્યો હતો: "તમારે એમાં નવાઈ પામવાની જરૂર નથી. નવા યુગની નારી જેમ પુરુષ સમોવડી થતી જાય છે, તેમ નવા યુગની કવિતા ગદ્યનું સ્વરૂપ ધારવા મથે છે."

"પણ ત્યારે એ કવિતા કેમ કહેવાય ? અને વિષયો પણ એ ગદ્યમાં શોભે એવા જ સ્વીકારે છે!" એમણે કહ્યું.

"એમાં ય ફરિયાદ કરવાનું કારણ નથી. આધુનિક સ્ત્રીએ રસોડું છોડી આખી સૃષ્ટિમાં સંચાર કરવા માંડયો છે ને પુરુષોનાં બધાં ક્ષેત્રો સર કરવા માંડયાં છે તેમ અત્યારની કવિતાએ પણ પ્રેમ ને સૌંદર્યની જ વાતોમાં પુરાઈ ન રહેતાં બધા જ વિષયો–અત્યાર સુધી ગદ્યને યોગ્ય મનાતા એવા સર્વે વિષયોમાં–પરિભ્રમણ કરવા માંડ્યું છે." મેં કહ્યું.

નવીન કવિતા ને નવીન વનિતા બંનેએ હવે કેવળ લાલિત્ય, સુકુમારતા કે માધુર્યમાં રાચવાનું માંડી વાળી તેને બદલે રુક્ષતા, કઠોરતા ને ક્લિષ્ટતા –પોતાના સંપર્કમાં આવનારને ક્લેશ ઉપજાવવાની શક્તિ–ધારણ કર્યાં છે. મીઠી મીઠી વાણી બોલી મન હરણ કરવાને બદલે, એ હવે ભારે ને કઠોર શબ્દોથી પ્રહાર કરવાનું શીખી છે. અસલની કવિતા ને વનિતા બંને આંસુ પાડતી, આજની કવિતા ને વનિતા આંસુ પડાવે છે.

પ્રાચીન યુગની નારી પુરુષથી દબાએલી અને એના કબ્જામાં રહેતી તેને બદલે નવીન યુગની નારી શક્તિશાળી બની છે. વખત આવ્યે એ પુરુષને પ્રસાદી ચખાડતાં પણ ડરતી નથી. એની સામે હસનારના એ દાંત તોડી શકે છે.

**અર્વાચીન ગુજરાતી કવિતાએ પણ આવી જ સિદ્ધિ મેળવી છે એમ મને હમણાં જ એક ભાઈના કહેવા પરથી ખબર પડી.**

એમના દાંત બગડી ગયા હતા. દંતવૈદ્ય પાસે જઇને એઓ દાંત પડાવતાં કંટાળી ગયા. આખરે કોઈકે એમને એક નુસખો બતાવ્યો. નવીન કવિતાને મોખરે મૂકી શકાય એવા એક કાવ્યસંગ્રહનું પુસ્તક એમને ભેટ આપી તેમાંની પાંચ સાત કવિતા દિવસમાં ત્રણ ચાર વાર મોટેથી વાંચી જવાની એમણે સૂચના કરી.

એ પ્રમાણે એમણે એક મહિના સુધી પ્રયોગ કરી જોયો અને એટલા વખતમાં નવીન કવિતા વાચનને અથવા પાઠને પરિણામે એમના બધા દાંત પડી ગયા! એમના દાંત ઢીલા હતા અને કાવ્યમાંના શબ્દો શેરડીના સાંઠા કરતાં યે વધારે સખ્ત હતા. અથવા બીજી રીતે કહીએ તો નબળા દાંતે નાળિયેર ભાંગવાનો એ પ્રયત્ન કરતા હતા અને એથી એમના દાંત સહેલાઇથી પડી ગયા. અલબત્ત, બધાની બાબતમાં આ પ્રયોગ સફળ ન થઈ શકે.

પ્રાચીન કાળની સ્ત્રીને તેમ જ કવિતાને અલંકારનો બહુ મોહ હતો. શરીર માટે ઘરેણાં છે, ઘરેણાં માટે શરીર નથી; એ સૂત્ર પ્રાચીન કાળમાં સ્વીકારાયું નહોતું. નાક શ્વાસ લેવા માટે નહિ, પણ વીંટલી પહેરવા માટે, કાન સાંભળવા ખાતર નહિ પણ એરિંગ લટકાવવા માટે, પગ ચાલવા માટે નહિ પણ ઝાંઝર પહેરવા સારુ, હાથ કોઈ વસ્તુનું ગ્રહણ કરવા માટે નહિ, પણ બંગડી પહેરી શકાય તેટલા માટે પ્રભુએ આપ્યાં એમ પ્રાચીન કાળની નારીને લાગતું અને તેથી, ફૂલના ઢગલામાં ઘણી વાર દેવની મૂર્તિ ઢંકાઈ જાય છે ને દેવનું દર્શન કરવા જનારાં ફક્ત ફૂલના ઢગલાનું જ દર્શન કરી પાછાં ફરે છે. તે જ પ્રમાણે ગત યુગની નારીનું શરીર દાગીના વડે ઢંકાઈ જતું અને રસ્તે જતી કોઈ સ્ત્રીને જોઇ આ સ્ત્રી જાય છે એમ લાગવાને બદલે આ ઘરેણાંનો ઢગલો જાય છે એવી લાગણી જોનારને થતી. અને એને પગલે ચાલીને પ્રાચીન કવિતાએ પણ અલંકારોનો એટલો ઉપયોગ કરવા

માંડયો કે એમાં એનું મૂળ સ્વરૂપ પણ ઘણી વાર ઢંકાઈ જવા માંડ્યું. અસલના વખતમાં અમુક સ્ત્રી પાસે કેટલાં ઘરેણાં છે તે જોઇને એની પ્રતિષ્ઠા ને એના સામાજિક દરજ્જાની તુલના કરવામાં આવતી, તેમ એ કાળની કવિતામાં પણ અભ્યાસીઓ એમાં કેવા અલંકારો આવે છે તે જોઇને જ એ કવિતાની ઉત્કૃષ્ટતા સંબંધી વિચાર કરતા.

નવા યુગની નારીએ ને અર્વાચીન કવિતાએ અલંકારોનો ત્યાગ કરવો ઉચિત માન્યો છે. આછાં ને ઓછાં, નાજુક કારીગરીવાળાં ને ઘણે ભાગે બનાવટી એવા અલંકારોથી બંને ચલાવી લે છે. આનો અર્થ એ નથી કે સારા દેખાવનો મોહ બન્નેમાંથી એકેનો ઓછો થયો છે. પણ એ માટે હવે નવી યુક્તિઓ અજમાવવામાં આવે છે. કોઇ પણ જાતનાં પ્રસાધનો વાપર્યા વિના, અમે તો જેવાં છીએ તેવાં દેખાવા માંગીએ છીએ, અમને સૌંદર્ય કૃત્રિમ નહિ, પણ નૈસર્ગિક છે, એમ બતાવવાની ઇચ્છાથી બંનેએ બહારથી દેખાઇ આવે તેવા અલંકારો ને અન્ય પ્રસાધનોનો ત્યાગ કર્યો છે, પરંતુ એ માટે એને એટલી મહેનત લેવી પડે છે, કે આ દેખાવ કૃત્રિમ છે એમ જોનારાને તરત જણાઇ આવે છે.

પરલક્ષિતા—એટલે કે પારકી વાત ને પારકી પંચાત કરવી—એ પ્રાચીન કાળે નારી તથા કવિતાનું પ્રધાન લક્ષણ હતું. અત્યારની વનિતા તેમજ કવિતા પોતાની વાતમાંથી ઊંચી આવતી જ નથી. અસલના નારી ને કવિતા બંનેની દૃષ્ટિ પરલોક તરફ રહેતી ને દેવમંદિરે જઈ સ્તોત્રો ઉચ્ચારવા એ એનું મુખ્ય કર્તવ્ય રહેતું. મંદિરે જવામાં એનો હેતુ દેવ દર્શન કરતાં અલંકાર દર્શન પ્રદર્શનનો વધારે હતો. અત્યારની કવિતા તેમજ નારીની દૃષ્ટિ દેવાભિમુખ નહિ પણ જનતાભિમુખ બની છે. એ મંદિરે નહિ પણ ઘાંચી મોચીના લત્તાઓમાં ને ઢેડવાડે જવાનું વધારે પસંદ કરે છે. દેવના વૈભવ ને મહત્તાનાં માનને બદલે ગરીબોનાં દુઃખ અને કલેશનું વર્ણન કરવું એને વધારે રુચે છે—પરંતુ ગરીબના લત્તામાં પણ એ મોટરમાં જાય છે. ત્યાંની

બદબોનું એ વર્ણન કરે છે, પણ પોતાની નાસિકામાં એ પેસી ન જાય તેટલા માટે માથામાં મોંઘા અત્તરનાં પુમડાં ખોસી રાખે છે.

અર્વાચીન કવિતા, અર્વાચીન વનિતા પેઠે સમજવી અત્યંત મુશ્કેલ બની છે. બંને અર્થને (પૈસાને ને શબ્દાર્થને) પ્રાધાન્ય આપે છે. પણ ઝીણવટથી તપાસ કરવામાં આવે તો બંનેમાંથી એકેની ઝાઝી અર્થસંપત્તિ નીકળતી નથી. બહારથી એ એવો ડોળ રાખે છે કે જાણે અર્થભારથી એ દબાઈ ગઈ હોય. પણ કોઈક ટીકા ન કરે ત્યાં સુધી એ પોતાના અર્થનો બરાબર સ્ફોટ કરતી નથી. સમજવી અઘરી છતાં પુરુષથી એનો ત્યાગ થઈ શકતો નથી. એ સમજવા માટે નથી, પણ આનંદ આપવા માટે છે એમ રસિકો સમજે છે અને તેથી એની પાછળ મુગ્ધ બનીને ફરે છે.

આમ નવીન કવિતા અને નવીન વનિતા વચ્ચે એટલું બધું સામ્ય છે કે એકને બદલે બીજો શબ્દ ભૂલથી છપાય કે બોલાય તો તેથી કંઈ ફેર પડતો નથી.



# કામિની–કહેવત–પુરાણ

ભાષા જ્યારે સદીઓના અનુભવ અને જ્ઞાનને નાનકડા પણ શાનદાર ને સચોટ વાક્યમાં અર્કરૂપે ઉતારે છે, ત્યારે એ કહેવતરૂપ બની સમસ્ત પ્રજાની સહિયારી મિલકત બની જાય છે એનો મૂળ કર્તા વિસરાઈ જાય છે. એનો આરંભ કેમ ને શી રીતે થયો એ કોઈ જાણતું નથી પણ સર્વ એનો પ્રયોગ કરે છે.

કોઈ પણ પ્રજાની કહેવતો તપાસતાં આપણને તેના સંસ્કાર, આચાર-વિચાર તથા અમુક કોમ કે વર્ગ વિષે એ પ્રજાના મનમાં કેવા ખ્યાલ છે તેનું કંઈક અંશે જ્ઞાન મળે છે.

આપણી ભાષામાં જુદી જુદી જ્ઞાતિ, કોમ કે વર્ગો વિષે ઘણી કહેવતો છે. દાખલા તરીકે 'વાણિયા મૂછ નીચી તો કે સાડી સાત વાર નીચી,' 'દરજીનો દીકરો જીવે ત્યાં સુધી સીવે', 'અગમ બુદ્ધિ વાણિયો, પચ્છમ બુદ્ધિ બ્રહ્મ; તરત બુદ્ધિ તરકડો તે મુક્કો મેલે ધમ', 'નવરો હજામ પાટલા મૂંડે' ઇત્યાદિ. આ પરથી તે તે વર્ગો કે વર્ણોની ખાસ-યત–ખૂબી અને ખામી વિષે પ્રજામાનસમાં કેવા પ્રકારના ખ્યાલ પ્રવર્તતા હશે તે આપણે જાણી શકીએ છીએ. ભાષાએ, કહેવતોને ખાતર પુરુષના જ્ઞાતિવાર તેમ જ ધંધાવાર જેમ ભેદો ને પેટાભેદો પાડયા છે તેમ સ્ત્રીના પાડયા નથી. સમસ્ત પુરુષજાત માટે ખાસ કહેવતો બહુ જ ઓછી છે. સ્ત્રીઓ માટે જેમ સભામાં, રેલ્વેમાં, ને ટ્રામમાં અલાહેદી જગા રાખવામાં આવે છે તેમ ભાષામાં પણ સ્ત્રીઓ માટે ખાસ કહેવતો રચાઈ છે અને સ્ત્રીઓની પેઠે જ સ્ત્રી માટેની કહેવતો પણ રસિકજનોનું ખાસ ધ્યાન ખેંચે એવી,

ઊંડા રહસ્યથી ભરેલી અને સ્મરણમાં રમી રહે એવી હોય છે.

અબલા વર્ગ માટે આપણી ભાષામાં એટલી બધી કહેવતો છે કે તે બધીનો ઉલ્લેખ પણ અહીં કરી શકાય એમ નથી. એમાંની ઘણીખરી કહેવતો જોતાં એ કહેવતોના ઘડનારા ને તેનો પ્રચાર કરનારાના મનમાં સ્ત્રી માટે બહુ માનબુદ્ધિ હશે એમ લાગતું નથી.

'અજવાળી પણ રાત', અને 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ' એ કહેવતો પરથી સ્ત્રી વિષે ને બુદ્ધિ વિષે સામાન્ય લોકો શું ધારતા હતા તેનો ખ્યાલ આવી શકે છે. રાત ગમે તેવી અજવાળી હોય, પણ દિવસના આગળ એ ફીકી જ લાગે, તેમ સ્ત્રી ગમે તેવી ચતુર કે સુંદર હોય પણ પુરુષ આગળ એની કિંમત કંઈ નહિ એવી મતલબની જે પહેલી કહેવત છે તેનો ઘડવૈયો કોઇ પુરુષ હશે એ નિઃસંદેહ છે.

એને પોતાની પત્ની સાથે કંઈક વાતમાં બોલાચાલી થઇ હશે અને તે પરથી ઘરમાં મોટું કોણ એ વિષે બંને જણ ચર્ચામાં ઊતરી પડયાં હશે. સ્ત્રીએ પોતાનું મહત્ત્વ દર્શાવવા પોતાને આવડે એવી બધી દલીલો કરી હશે, અને સ્ત્રી જ્યારે બોલવા બેસે ત્યારે પુરુષના કાનને જ કામ કરવાનું રહે છે. એની જીભ અંદરથી ગમે તેટલો સળવળાટ કરે પણ તેને તો મોંની અંદર ગૂંચળું વળીને શાંતિથી પડી રહેવું પડે છે. એટલે પુરુષને પોતાની મહત્તા વર્ણવી બતાવવાની અત્યંત ઇચ્છા છતાં અવકાશ નહિ મળ્યો હોય અને એ ચર્ચા રાત દરમ્યાન થઇ હશે—એટલે એણે લાંબી જીભાજોડી કરવાને બદલે એકાદ બે વાક્યમાં પતાવ્યું હશેઃ ગમે તેવી પણ તું સ્ત્રી, અજવાળી પણ રાત—દિવસ નહિ. પુરુષની તોલે તું ન આવે.

'વરવહુ' જ્યારે ચર્ચા કરતાં હોય છે ત્યારે તેમના પાડોશીઓની સ્થિતિ બહુ કફોડી થાય છે. એ બિચારાથી કંઈ કામ થઈ શકતું નથી અને વરવહુની ચર્ચા છાનામાના ઊભા રહીને સાંભળ્યા સિવાય એમનો છૂટકો થતો

નથી. ઉપર કહી તે મુજબની એ વરવહુની ચર્ચા એમના પાડોશીના સાંભળવામાં આવી હશે. ને તેને અજવાળી પણ રાત એ વાકય ઘણું ગમી ગયું હશે. એણે પોતાની પત્ની સાથે, નિયમ મુજબ તકરારનો પ્રસંગ ઊભો થતાં ઉપલા વાક્યનો પ્રયોગ કર્યો હશે અને એ રીતે સ્વાર્થી પુરુષોએ પોતાની શ્રેષ્ઠતા સાબીત કરવા ઉપલા વાક્યનો કહેવત તરીકે ઉપયોગ કરીને એને ચલણી સિક્કા સમું બનાવી દીધું હશે

સ્ત્રી એટલે કંકાસ ને કજિયાનું મૂળ. એ લડે ને લડાવે એવા ભાવાર્થની એકથી વધારે કહેવતો છે. 'જર જમીન ને જોરુ એ ત્રણે કજિયાનાં ભેરુ' એમાં સ્ત્રીની સાથે જમીન ને જરને પણ કજિયાનાં કારણ તરીકે ગણાવ્યાં છે તે ફક્ત ત્રણ જણને ભેગા કરી અર્થાલંકાર આણવા ખાતર નથી, પણ એમાં બહુ ટૂંકામાં પરંતુ સચોટ રીતે આદિ કાળથી તે અત્યાર સુધી માણસ શેને માટે લડતો આવ્યો છે તેનું દર્શન કરાવ્યું છે.

'ચાર મળે ચોટલા તો બારના ભાગે ઓટલા.' ચાર સ્ત્રીઓ ભેગી થાય, અને તેઓ માંહેમાંહે લડી ન પડે, તો એમની વાતચીતના પરિણામે બાર કુટુંબમાં વિખવાદ જાગે. આગળ કહેલી કહેવત સ્ત્રી ખાતર લડાઈ થાય છે એમ દર્શાવે છે; તો આ કહેવત એમ સૂચવે છે કે લડાઈ ખાતર જ સ્ત્રી છે. સ્ત્રી એ લડાઈનું નિમિત્ત કારણ જ નથી, ઉપાદાન કારણ પણ છે. સ્ત્રીને માટે જ નહિ, પણ સ્ત્રીના શબ્દે પણ લોકોમાં ઝગડા જામે છે, કંકાસ થાય છે, વિખવાદ વ્યાપે છે ને ઝેર ને વેરનાં બીજ રોપાય છે. આખી દુનિયામાં સ્થળે સ્થળે અશાંતિ ફેલાવનાર પુરુષે સ્ત્રીને આમ વગોવી છે. પણ સ્ત્રીએ જો કહેવત રચી હોત તો એ પણ કહી શકતે કે બે મળે ચોટલી, તો બારની ખૂંચવે રોટલી, અર્થાત્ બે પુરુષ પણ ભેગા થાય તો બીજા બાર માણસનો રોટલો ખૂંચવી લેવાની યોજના ઘડયા વિના રહે નહિ.

●

સાસુ વહુની લડાઈ આપણા સંસારની મોટી સમસ્યા છે. પશ્ચિમના

સાહિત્યમાં જે ટૂચકા વાર્તા આદિ આવે છે તે જોતાં, ત્યાં પુરુષ પોતાની સાસુથી ગભરાતો હશે એમ લાગે છે.

વહુને ખાતર પ્રાણ પાથરવાની વાતો કરતો પુરુષ વહુની મા પોતાના પ્રાણની આહુતિ લેવા ખાતર જ જીવતી હોય એમ માની એનાથી દૂર રહેવામાં જ સલામતી માને છે. આપણે ત્યાં પણ વરરાજાને પોંકતી વેળા સાસુ એનું નાક પકડે છે. પણ તે પછી એ બંને વચ્ચે ખાસ અણબનાવ થતો હોય, એમ માનવાને કારણ નથી. જો કે પશ્ચિમના સાહિત્યમાં સાસુ વિષેના ટૂચકાને મળતી આવે એવી આપણે ત્યાં એક કહેવત છે ખરી: અકર્મીની મા મરે ને સકર્મીની સાસુ મરે. જે પુરુષનું દુર્ભાગ્ય હોય તેની માતા મૃત્યુ પામે ને જે ભાગ્યશાળી હોય તેની સાસુ મરી જાય. એમ આ કહેવતમાં સાસુના મરણને પુરુષના સદ્‌ભાગ્યની નિશાની તરીકે ગણાવ્યું છે, પરંતુ આપણે ત્યાં સાપ અને નોળિયા જેવું સ્વભાવસિદ્ધ વેર પુરુષ ને તેની સાસુ વચ્ચે હોય એમ માનવામાં નથી આવ્યું. પણ એ જાતનું વેર વહુ ને સાસુ વચ્ચે હોય છે એમ આપણી કહેવતો જોતાં લાગે છે.

'સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો.' સાસુ સાસુપણાનો અમલ કરતી રોજ પોતાના પુત્રની વહુને હેરાન કરે તો એકાદ દિવસ વહુને પણ સાસુને સતાવવાની તક મળી જાય એવા અર્થની આ કહેવત પરથી એમ સમજાય છે કે સાસુવહુના ઝગડા નિરંતર ચાલતા હશે. તેમાં ઘણું ખરું સાસુને વિજયશ્રી વરતી હશે; પણ કોઈક વાર, પતિની કે નસીબની અચાનક કૃપા થઈ જવાથી, વહુને પણ વિજય મેળવવાનો લહાવો મળતો હશે.

આ અને બીજી એક કહેવત જોતાં લાગે છે કે સાસુ ને વહુ વચ્ચેનો સંબંધ મૂડીવાદી ને શ્રમજીવીના જેવો હશે. સાસુના હાથમાં દીકરાની ને તિજોરીની ચાવી રહેતી હશે ને વહુના નસીબમાં એ બંનેને રાજી રાખવા ગદ્ધાવહીતરું કરવાનું રહેતું હશે. 'પોષ ને હાંડી શોષ, સાસુરોષ ને વહુ સંતોષ' શિયાળાના સમયમાં દિવસ ટૂંકા થઈ જાય છે તેની સાથે સાસુની વહુ પર

અમલ ભોગવવાની કાળમર્યાદા પણ ટૂંકી થઈ જાય છે. દિવસ ટૂંકો હોવાથી વહુની પાસે એનાથી વધારે વખત સુધી કામ કરાવી શકાતું નથી. પોષ મહિનામાં દિવસ એટલો ટૂંકો હોય છે કે વાસણ માજી રહે ને એ હાંડી સુકાય એટલા વખતમાં તો દિવસ પૂરો થઈ જાય છે. વહુને સંતોષ થાય છે કે 'ચાલો, દિવસ પૂરો થયો. હવે જરા આરામ મળશે.' અને સાસુને રોષ થાય છે–એને ચીઢ ચઢે છે કે: "લો, વહુબા પરવાર્યાં! હજી તો કેટલું કામ પડ્યું છે. પણ હવે અંધારું થયું એટલે એ કામ પડતાં મૂકીને ગપાટા મારવા બેસી જશે."

આ જ જાતની સ્ત્રીના લડકણા સ્વભાવનું સૂચન કરતી બીજી એક કહેવત છે. 'સાસરે સંપ નહિ ને પિયરમાં જંપ નહિ." સાસરામાં સાસુ, નણંદ, જેઠ, દિયેર ને પતિ એ સર્વ સાથે ઝગડીને કોઈ કુલવધૂ 'હું તો મારા બાપને ઘેર જઇશ' એમ કહીને સાસરાનો ત્યાગ કરી પિયેર ગઈ પણ ત્યાં એને ભાભી સાથે અણબનાવ થયો. ભાઇને મોઢે ફરિયાદ કરી તો એણે, પુરુષના સ્વભાવધર્મને અનુસરી, પત્નીનો પક્ષ કર્યો અને પિયરમાં પણ એ દુર્ભાગી સ્ત્રીને કલહ ને કંકાસ વેઠવાનો વારો આવ્યો.

રડવું એ તો સ્ત્રીનો જન્મસિદ્ધ હક છે અને એ હકનો ભોગવટો કરતાં એને કોઈ અટકાવી શકતું નથી. સ્વ. રમણભાઇએ લખ્યું છે તેમ શત્રુને નમાવવા માટે સામ, દામ, દંડ ને ભેદ એ ચાર ઉપાયો શાસ્ત્રમાં જણાવ્યા છે, પણ સ્ત્રી જો શાસ્ત્રકાર હોત તો અશ્રુપાત નામનો પાંચમો પ્રકાર એમાં ઉમેરાત.

રડવા માટે સ્ત્રીને કોઈ ખાસ કારણની પણ જરૂર નથી. આ દર્શાવતી એક કહેવત નીચે મુજબ છે: 'રાંડી રોય, માંડી રોય ને સાત ભરથારી મોંયે ન મૂકે.'

આ કહેવત માટે આપણે એવો એક પ્રસંગ કલ્પી શકીએ કે છગનભાઇની સ્ત્રી છૂટે મોંએ રોતી અને વારંવાર પૂછવા જતાં રોવાનું કારણ કહેતી નહોતી; ત્યારે એમને આશ્વાસન આપવાને સ્ત્રીસ્વભાવના અઠંગ અભ્યાસી

ચતુર સુજાણુ મગનભાઇએ કહ્યું: “અરે, છગન! એમાં કારણુ શું પૂછે છે! બૈરીની જાત છે તે રડે! તેમાં આટલો ગભરાઇ શું જાય છે!”

“પણુ રડવાનું કંઇ કારણુ તો હોવું જોઇએ ને?” છગનભાઇએ કહ્યું.

મગનભાઇએ જવાબ દીધોઃ “અરે! એમાં કારણુ શું ને વાત શી? બૈરાં તો અમસ્થાં પણુ રડે.”

છગનભાઇએ એ વાત માનવાની ના પાડી ને મગનભાઇ, છગનભાઇના મગજમાંથી અજ્ઞાનનું આવરણુ દૂર થઈ ત્યાં જ્ઞાનનો પ્રકાશ રેલી રહે તેટલા ખાતર, એમને લઇને નીકળ્યા.

ચાલતાં ચાલતાં એક ઘર આગળ આવી પહોંચ્યા. ત્યાં અંદર કોઈ સ્ત્રી રડતી હોય એવો અવાજ સાંભળી તપાસ કરી તો માલૂમ પડ્યું કે “એ ઘરમાં રહેતી સ્ત્રી થોડા સમય પર વિધવા થઈ હતી હતી અને એના પતિને સંભારીને રડે છે.”

“જોયું, આ બૈરી બિચારી રડે છે.” મગનભાઇએ કહ્યું.

“પણુ એ તો વિધવા થઈ છે એટલે વરને સંભારીને રડે છે. કંઈ અમથી રડતી નથી.” છગનભાઇએ જવાબ દીધો.

“વારુ, હવે આગળ ચાલો’ કહીને મગનભાઈ એમને લઇને આગળ ચાલ્યા.

થોડે દૂર ગયા, ત્યાં બારીએ બેઠી બેઠી એક સ્ત્રીને રડતી જોઇ.

“આનો પણુ વર મરી ગયો હશે?”

છગનભાઇએ પ્રશ્ન કર્યો.

“પૂછી જોઇએ.” કહીને મગનભાઇએ પાડોશમાં તપાસ કરી તો જણાયું કે એનો પતિ જીવતો હતો. પણુ કામને અંગે બહાર ગયો હતો ને ઘેર પાછા આવતાં મોડું થયું હતું; તેથી એની વાટ જોઇને થાકીને એ સ્ત્રી બારી બહાર નજર નાંખતી રોતી હતી. એવું તો ઘણી વાર થતું હતું.

"જો, પણે રાંડી રોતી હતી તો અહીં માંડી પણ રૂએ છે. રાંડી રોય, માંડી રોય–વિધવા હોય કે સધવા, પણ બૈરી તો રડવાની જ." મગનભાઈએ કહ્યું.

"પણ એને રડવાનું કારણ છે. બિચારી નવી પરણેલી હશે અને અને વરને ઘેર આવતાં મોડું થાય એટલે ચિંતા કરી કરીને રડતી હશે." છગનભાઈએ કહ્યું.

"ઠીક, હજી જરા આગળ ચાલશું." કહીને મગનલાલે આગળ ચાલવા માંડ્યું.

ઊંચ વર્ણનો લત્તો છોડી હલકી વર્ણના અવાસ આગળ એઓ આવી પહોંચ્યા. એક સ્ત્રી ઓટલે બેસીને છૂટે મોંએ રડતી હતી.

રડીરડીને એની આંખો સૂજી ગઇ હતી. વચ્ચે વચ્ચે એ કંઇક બોલતી હતી. એને છાની રાખવા માટે પાંચ સાત સ્ત્રીઓ વ્યર્થ પ્રયાસ કરી રહી હતી.

તેમાંની એક સ્ત્રીને પૂછી જોતાં મગનભાઈ તથા છગનભાઇને ખબર પડી કે એ સ્ત્રી વિધવા નહોતી, તેમજ એના પતિને પાછા ફરતાં મોડું થયું નહોતું. એ તો ઘરમાં જ હતો.

"પણ ત્યારે એ રડે છે કેમ?" છગનભાઈએ પૂછ્યું.

"દૈ જાણે. કયારની રડરડ કરે છે. પૂછીએ છીએ ત્યારે કંઇ કહેતી નથી ને બબડયાં કરે છે." એક સ્ત્રીએ જણાવ્યું.

એની બાજુમાં ઊભેલી બીજી સ્ત્રીએ વાતમાં ટહૂકો પૂરતાં કહ્યું: "એ તો આગલા માટીઓને સંભારીને રડે છે."

"આગલા માટી? એટલે?" મગનભાઈએ કુતૂહલથી પ્રશ્ન કર્યો.

"આગલા છને છોડીને આ સાતમાને ત્યાં આવી છે."

"એ તો બહુ નવાઈ જેવું." છગનલાલે કહ્યું.

"એમાં નવાઈ જેવું શું છે? અમારી નાતરિયા નાત. એકનો છેડો ફાડી બીજાને ઘેર જવાની અમને કંઈ નવાઇ નહિ. આનો સ્વભાવ જરા તીખો છે. તે એક માટી સાથે નહિ બન્યું એટલે બીજો કર્યો ને

બીજા જોડે ન ફાવ્યું એટલે ત્રીજાને ત્યાં આવી. તેની સાથે પણ બનતી રાશ ન આવી એટલે ચોથો શોધ્યો. એમ કરતાં કરતાં હવે આ સાતમા ધણીને ત્યાં આવી છે. પણ અહીં આવીને પણ રોકકળ કરવા સિવાય બીજો કોઈ ધંધો એણે કર્યો નથી." પહેલી સ્ત્રીએ ખુલાસો કર્યો.

એટલામાં મોટેથી રડતી એ બાઇનો અવાજ આવ્યો ને મગનભાઈ તથા છગનભાઇ વધારે પૂછપરછ કરતા અટકી ગયા.

"અરે! મારો પહેલી વારનો કેટલો સારો ઉતો જો! ને બીજી વારનો બી કંઈ ખરાબ નો'તો. ત્રીજી વારનાએ મને કેવાં કેવાં ઘરેણાં ઘડાવી આપ્યાં'તા ને એ બધાને છોડીને હું આ અકરમીને પનારે કાં પડી રે મારી મા!" આમ એક પછી એક પોતાના આગલા પતિને સંભારી તેમની વર્તમાન પતિ સાથે તુલના કરી પોતાના ભાગ્યને નિંદતી એ ઊંચે અવાજે રડતી રહી અને એને શાંત રાખવાના સૌના પ્રયત્ન નિષ્ફળ ગયા.

તે જોઈ મગનભાઇએ કહ્યું: "જોયું છગન? આ સાત ભરથારવાળી પણ રડે છે. મારી જોડે આટલું ફરવામાં તને કેટલો અનુભવ મળ્યો? તેં જોયું ને કે રાંડી રોય, માંડી રોય ને સાત ભરથારી મોંયે ન મૂકે!"

●

'દીકરી ને ગાય ને દોરે ત્યાં જાય' એ કહેવત અબળાવર્ગની ને ગાય સમા પાળેલા પ્રાણીની લાચાર સ્થિતિ દર્શાવે છે. જો કે વ્યવહારમાં ગાય ને દીકરી બંને હંમેશાં બીજાનાં દોર્યાં દોરાતાં નથી. કોઈ કોઇ વાર એક શીંગડાં ને બીજી માથું પણ ઊંચકે છે ને તેમને દોરવવાનો ફાંકો રાખનારની સાન ઠેકાણે આણે છે. પરંતુ દીકરીને ગાય સાથે જ સરખાવવામાં આવી નથી પણ 'દીકરી એ સાપના ભારા છે' એમ પણ બીજી કહેવત જણાવે છે.

દીકરી કોઈને ગમતી નથી. પુત્રજન્મ એ ઉત્સવનો પ્રસંગ ગણાય, પણ પુત્રી અવતરે તો માતા પિતા દુઃખી થાય. 'આ ક્યાં અહીં આવી?' એમ તેમને થઇ આવે એવી મતલબની પણ કહેવત છે.

# કામિની-કહેવત-પુરાણ

'ભરોસાની ભેંસ પાડો જણે' એ ખોટું કહેવાય; પણ માણસની બાબતમાં નારી જાતિ કરતાં નર જાતિની વ્યક્તિના અવતારનું મહત્ત્વ વધારે ગણાય છે.

'ચલનો ભલો ન કોસકો, દુહિતા ભલી ન એક' એમ એક કવિએ કહ્યું છે.

'ડોસી મરી ને પોરી આવી, બૈરાં બેનાં બે,' માતા ને પત્ની વચ્ચેના કજિયાથી કંટાળી ગએલા, ને બે પાડાની લડાઈને કારણે ઝાડની અવદશા થાય તેમ એક તરફથી માતા ને બીજી તરફથી પત્ની એ બેનાં મેણાંટૂણાં સાંભળી સાંભળી મગજ ને કાન જેનાં બહેર મારી ગયાં હતાં એવા, એક પુરુષની માતા મોટી ઉંમરે મૃત્યુ પામી.

પણ તે જ દિવસે એમની પત્નીને દીકરી અવતરી.

માતાના અવસાન પ્રસંગે એને રોતો જોઇ એના મિત્રે આશ્વાસન આપતાં કહ્યું: "હવે બઉ થીઉં ભાઈ! સૌને દેખાડવા હારુ રડવું પડે, પણ હવે તો છાનો રહે. તારી મા તો આખો દાડો કચકચ કરતી ઉતી તે હવે ગઈ તિયારે ખુસ થવાનું કે રડવાનું ?"

એણે જવાબ દીધોઃ 'મા મરી ગઈ કરીને હું રડતો નહિ ઉતો. પણ આ તો મા મરી ગઇ તિયારે ઘેર દીકરી આવી. એટલે મારા નસીબમાં તો બેનાં બે બૈરાં રીયાં. મા મરી ને પોરી આવી, બૈરાં બેનાં બે."

દીકરી તરીકે સત્કાર ન પામતી નારી વહુ તરીકે એટલી બધી વગોવાઇ હોય એમ જણાતું નથી. 'ગરીબકી જોરૂ સબકી ભાભી' બને છે, પણ એમાં વાંક ભાભી બનનારીનો નથી, એના વરની ગરીબાઇનો છે.

પરંતુ પુત્ર પ્રત્યે જેવો નિઃસ્વાર્થ ભાવ માતા રાખે છે તેવો પત્નીનો પ્રેમ હોતો નથી. એને તો પતિ પાસે કંઇ ને કઇ હંમેશ માંગવાનું જ હોય છે; તેમજ મા ગંદા, મેલા, અસહાય ને નિર્બળ બાલકને પોતે દુઃખ ખમીને

પણ ઉછેરે છે, જ્યારે વધૂપદ ધારણ કરીને સાસરે ગએલી સ્ત્રીને તો છેલછબિલા ને રસિક જુવાનનો સહવાસ સાંપડે છે એવી મતલબની બે કહેવતો આ પ્રમાણે છે: 'મા જુએ આવતો ને વહુ જુએ લાવતો' અને 'લોચોપોચો માડીનો ને છેલછબિલો લાડીનો.' આ છેલ્લી કહેવતમાં પુરુષ પ્રત્યે પણ કટાક્ષ હશે એમ લાગે છે. પોતે લોચાપોચા જેવો અસહાય ને અપંગ હોય ત્યારે માને પક્ષે રહે છે ને મોટો થતાં છેલછબિલો બની જઇ એ વહુના પક્ષે ભળી જાય છે.

આખા ઘરનો ભાર ઉપાડતી વહુને શિયાળાના દિવસમાં ઘરમાં બધાં માણસો સગડી આગળ તાપતાં ગપ્પાં મારતાં બેઠાં હોય છે ત્યારે પણ કામ આડે બધાં જોડે બેસીને તાપવાની ફુરસદ મળતી નથી. એ હકીકતની નોંધ, 'ટાઢ વાય ને તાપે સહુ, ના તાપે વડાની વહુ' એ કહેવતે લીધી છે. બીજી કહેવત એનું કારણ જણાવે છે: 'ટાઢ વાય સહુને ના વાય વહુને.' વહુને હંમેશાં સાસરિયાંની શીળી હૂંફ મળતી જ હોય ને કામ કરવાને લીધે શરીરમાં ગરમાવો જોઇએ તેવો જળવાઈ રહેતો હોય પછી એને ટાઢ ક્યાંથી વાય ? સાસરે ગરમીનું વાતાવરણ એને માટે સ્વાભાવિક રીતે જ સરજાયું હોય છે ત્યાં સગડીની કૃત્રિમ ગરમીની એને જરૂર શી ?

પુરુષનું ભાગ્ય ને સ્ત્રીનું ચરિત્ર દેવ પણ જાણતા નથી તો માણસો ક્યાંથી જ જાણી શકે ! એવી મતલબનું એક સંસ્કૃત કવિએ કહ્યું છે તેનું સમર્થન કરતી હોય તેવી બે કહેવતો આપણી ભાષામાં પણ છે. 'બૈરી રહે તો આપથી ને જાય તે સગા બાપથી.' એમાં 'સગા બાપથી જાય' એ વાક્યના અર્થ વિષે મતભેદ સંભવે પણ એનો ભાવાર્થ સ્પષ્ટ છે. બીજી કહેવત 'મન જાણે પાપ ને મા જાણે બાપ' 'Father is a fiction, mother is the fact' એ અંગ્રેજી વાક્યનું સ્મરણ કરાવે છે.

'બુધે જાર બાજરી, બુધે નાર પાંસરી; બુંધે ડોબાં દહોવા દે, બુધે છૈયાં રોતાં રહે' એ કહેવત પત્નીને તાડન કરવાના પુરુષના અબાધિત અધિકારનું સમર્થન કરે છે.

પુરુષને પણ લાગુ પડે એવી કેટલીક કહેવતો ફક્ત સ્ત્રીને ઉદ્દેશીને જ શા માટે રચવામાં આવી હશે તે સમજાતું નથી. 'સતી શાપ દે નહિ ને શંખણીનો લાગે નહિ'–સારા માણસો કોઇનું બૂરું ન ચિંતવે ને અધમો બૂરું ચિંતવે પણ એ કોઇનું બૂરું કરી શકે નહિ.એમ બધા જ મનુષ્યોને લાગુ પાડી શકાય એવી આ કહેવત માત્ર સતી ને શંખણીનો ઉલ્લેખ કરે છે.

'વઢકણી વહુએ દીકરો જણ્યો,' 'ધણીની માનીતી ઢેડી ગામ અભડાવે' એ કહેવત સ્ત્રીવર્ગને ઉદ્દેશીને રચાઈ છે પણ પુરુષ પરત્વે પણ એટલી જ સાચી છે. એવી જ બીજી કહેવત 'કેડમાં છોકરું ને ગામમાં શોધ્યું' એ ખીસામાં પાકિટ હોય ને તેને શોધવા આખું ઘર ફંફોળી વળે એવા પુરુષને માટે પણ લાગુ પાડી શકાય. 'હોંસની ગઇ નાતરે ને સાલ્લો કાઢી પાથરે' એમ હોંસથી બીજો પતિ કરીને પશ્ચાત્તાપ કરતી નારી માટે કહી શકાય તો પુરુષને માટે 'હોંસે ગયો નાતરે ને કપડાં કાઢી પાથરે' એમ કેમ ન કહી શકાય ?

સ્ત્રીઓ વિષેની આ અને આવી બીજી કહેવતો જોતાં પુરુષવર્ગનો પોતાની જાત તરફનો પક્ષપાત જણાઈ આવે છે. આ બધી કહેવતોમાં સ્ત્રીના સ્વભાવની ખૂબીઓ કરતાં ખામીઓ ઘણા વધારે પ્રમાણમાં દર્શાવી છે તેમ છતાં પણ વ્યવહારમાં તો પુરુષે સ્ત્રીથી દૂર ભાગવાને બદલે હંમેશ એનો સાથ શોધ્યો છે. એટલે એમ કહી શકાય કે સ્ત્રી વિષેની આ કહેવતો અધૂરી છે. હજી સ્ત્રીવર્ગની ઉત્તમતા નોંધનારી કહેવતો રચાવાની બાકી છે. અને એ માટેનો સમય હવે આવી ગયો છે એમ કયા પુરુષહૃદયને નહિ લાગતું હોય ?



## "માફ કરો—દિલગીર છું!"

વ્યક્તિ અથવા પ્રજાની સંસ્કૃતિનું માપ એની ભાષા દ્વારા થઈ શકે છે. નીચ કુળમાં ઉત્પન્ન થએલા પુરુષને માથે શિંગડાં નથી હોતાં ને ખાનદાન કુટુંબના નબીરાના હાથમાં કમલનું ચિહ્ન નથી હોતું. એ તો કોઈ પુરુષ જ્યારે બોલે છે ત્યારે જ એના જાતિ કુળનું—એની ખાનદાનીનું પ્રમાણ મળે છે એમ એક સંસ્કૃત કવિએ કહ્યું છે તે યોગ્ય જ છે.

ઉત્ક્રાન્તિક્રમ પ્રમાણે જોતાં પણ આ વાત સિદ્ધ થઈ શકે છે. જંતુ કે જાનવરમાંથી ધીમે ધીમે મનુષ્ય ઉત્ક્રાન્તિક્રમના ઉત્તરોત્તર પગથિયાં ચઢતાં જન બન્યો—હેવાનમાંથી ઇન્સાન બન્યો—તેમ તેમ વાગ્વ્યાપાર વિકાસ પામતો ગયો. વાણી પર એનું પ્રભુત્વ વધતું ગયું. જડ વસ્તુ કશો પણ અવાજ કરતી નથી; સિવાય કે આપણે તેની સાથે જોરમાં અથડાઇએ. જંતુ અને જાનવરો અવાજ કરી શકે છે, એથી તે જડ વસ્તુ કરતાં શ્રેષ્ઠ ને વધારે સંસ્કારી છે. પરંતુ એમનો અવાજ પ્રાણીની સહજ વાસના—કેવળ લાગણીના ઉદ્‌ગાર સમો હોય છે. એથી વધારે અર્થ તેમાં હોતો નથી.

પણ મનુષ્ય જે અવાજ કાઢે છે તે અર્થપૂર્ણ હોય છે. બોલે છે તો બધાં જ પ્રાણીઓ. કૂતરાં, બિલાડાં, ઘોડાં ગધેડાં, ને માણસો—બધાં બોલે છે. પરંતુ મનુષ્યની વાણીનું પૃથક્કરણ થઈ શકે છે—જનાવરની વાણીનું થઈ શકતું નથી. વ્યાકરણની દૃષ્ટિએ જોતાં મનુષ્ય જે વાક્ય બોલે છે તેમાં નામ, સર્વનામ, ક્રિયાપદ, વિશેષણ આદિ જુદા જુદા પ્રકારના શબ્દોનો ભેદ કરી શકાય છે. કૂતરાં બિલાડાં બોલે છે તેમાં નામ, વિશેષણ આદિ છૂટાં પાડી

શકાતાં નથી, બહુબહુ તો જાનવરો 'કેવળપ્રયોગી' અવ્યયનો ઉપયોગ કરે છે એમ કહી શકાય.

આમ મનુષ્ય પ્રાણીમાત્રમાં સૌથી વધારે સંસ્કારી છે; કારણ કે એ દરેક પ્રકારના ભાવ ને વિચાર ભાષા મારફતે દર્શાવી શકે છે. અને મનુષ્યોમાં પણ જે શિષ્ટ, સુઘડ ને સંસ્કારી ભાષાનો ઉપયોગ કરી શકે તે વધારે સંસ્કારી કુળવાન ને ખાનદાન ગણાય છે. આટલા માટે સુસંસ્કૃત પ્રજા અથવા મનુષ્ય કેવા પ્રકારની ભાષાનો પ્રયોગ વધારેમાં વધારે કરે છે, સામાન્ય વ્યવહારમાં કેવી જાતના વાક્ય પ્રયોગ એ કરે છે, એ જોવાજાણવાની જરૂર છે.

"તમારા પોતાના પગ પર ઊભા રહેતાં શીખો" એમ મને વડીલો ને શિક્ષકો તરફથી ઉપદેશ કરવામાં આવતો. એ વિદ્યા તો હું નાનપણમાંથી જ શીખ્યો છું—બીજાના પગ પર, ઇચ્છા હોય તો પણ ઊભા રહી શકાય એમ છે જ નહિ, તેમ છતાં આ લોકો આવો બોધ કેમ કરતા હશે તે મને સમજાતું નથી.

"હું મારા પગ પર જ ઊભો છું—તમારા પગ પર ઊભો નથી. એટલું જ નહિ, જ્યારે જ્યારે હું ઊભો થાઉં છું ત્યારે ત્યારે મારા જ પગ પર ઊભો થાઉં છું. તમે પણ એમ જ કરતા હશો એમ માની લઉં છું. તો પછી 'તમારા પોતાના પગ પર ઊભા રહેતા શીખો' એવો તમે ઉપદેશ આપો છો તેનો શો અર્થ?" એમ મેં એક ગુરુજનને એક વખત પૂછ્યું.

એમણે જવાબ દીધોઃ "મૂરખ થા માં!"

"નહિ થાઉં–" મેં કહ્યું: "પણ તમે સમજાવો તો ખરા."

"પોતાના પગ પર ઊભા રહેવું એનો શબ્દાર્થ લેવાનો નહિ. પણ ભાવાર્થ સમજવો જોઇએ. એનો અર્થ એટલો જ કે સ્વાશ્રયી બનો. બીજાના પર આધાર ન રાખો," એમણે સ્પષ્ટતા કરતાં જણાવ્યું, અને પછી ઊમેર્યું: "શબ્દાર્થ પ્રમાણે જોતાં પણ એ બરાબર છે. તમારા પોતાના પગ પર ઊભા રહેશો

તો બરાબર ઊભા રહી શકશો. બીજાના પગ પર ઊભા રહેવા જશો તો ગબડી પડશો—એ ધક્કો મારીને તમને ફેંકી દેશે."

પરંતુ હું અનુભવે શીખ્યો છું કે "બીજાના પગ પર ઊભા રહેતાં શીખો—મુલાયમ રીતે—બીજાને ખબર પણ ન પડે કે મારા પગ પર કોઈ ઊભું છે એ રીતે ઊભા રહેતાં શીખો" એવો બોધ દેવાની વધારે જરૂર છે.

તમે બીજાના પગ પર નહિ ઊભા રહો, તો બીજો તમારા પગ પર ઊભો રહેશે. આ જગતમાં આપણે કેવળ સ્વાશ્રયી થઈને રહી શકીએ એ અસંભવિત છે. નાનામાં નાની વસ્તુ માટે પણ બીજાનો આધાર લીધા વિના છૂટકો જ નથી. કેવળ શબ્દાર્થની દૃષ્ટિએ જોઇએ તો પણ આ સાચું છે. અત્યારે ટ્રામ, બસ, ટ્રેન ઇત્યાદિમાં એટલી ભીડ રહે છે કે મોટે ભાગે આપણે ઊભા ઊભા જ મુસાફરી કરવી પડે છે, અને તેમાં કાં તો આપણને કોઇના પગ પર ઊભા રહેવું પડે છે અથવા તો આપણા પગ પર કોઈ બીજો ઊભો રહે છે.

હમણાં થોડા વખત પર હું બસમાં ઊભો ઊભો મુસાફરી કરી રહ્યો હતો. મારી આગળ ઊભેલા એક સ્થૂલકાય ગૃહસ્થને આંચકો લાગતાં એ જરા પાછળ હઠયા ને પછી પોતાના પગ મારા પગ પર મૂકીને સ્વસ્થતા મેળવી ઊભા રહ્યા. મારા પોતાના વજન ઉપરાંત વધારે બોજો—અને તે યે આવો જબરદસ્ત બોજો—ઉપાડવા માટે મારા પગ કોઇ રીતે તૈયાર ન હતા. 'મારા પર વધારે પડતો ભાર મૂકવામાં આવ્યો છે' એવી ફરિયાદ એણે મારા મગજને પહોંચાડી ને મેં પેલા જાડા સદ્‌ગૃહસ્થને કહ્યું: "મહેરબાન, સહેજ ખસો તો ઠીક. તમે મારા પગ પર ઊભા છો."

"અરે! માફ કરો. બહુ દિલગીર છું." કહીને એ જરા હસીને સહેજ ખસ્યા.

"દિલગીરી તો મને થાય છે. દુઃખ મારે વેઠવું પડ્યું, તમારા મોં પર તો સ્મિત ચમકે છે. તમે દિલગીર છું એમ શા માટે કહો છો?" એમ

પૂછવાનું મને મન થયું, પણ મારી દિલગીરી તે એમની જ દિલગીરી છે એમ માની લઇને મન વાળ્યું.

એટલામાં એક જબરદસ્ત આંચકો આવ્યો, બસ એકાએક ઊભી રહી ને મારી પાછળ ઊભેલા ગૃહસ્થ જોરમાં મને ભેટી પડયા. "તમને એકાએક આટલો બધો ઉમળકો કયાંથી થઇ આવ્યો ?" એમ પૂછવા હું જરા પાછો ફર્યો. પણ એટલામાં આવું દસ્ય જોવા કરતાં તો ઉપરથી પડતું નાખી આપઘાત કરવો સારો એમ લાગવાથી નાક પર રહેલા મારા ચશ્માએ જોરમાં જમીન પર ઝંપલાવ્યું. જમીન પર પડવા માટે જગા જ નહોતી એટલે એ પડયા, મને અકસ્માત ભેટી પડેલા ગૃહસ્થના અચાનક પહોળા થએલા પગની વચ્ચે. 'ઓહ ! ઓહ !' કરીને એમણે ચશ્માના કાચ પર જોરમાં પગ મૂકયો. અને પછી એક ભાંગેલો કાચ, ને બે તૂટેલી દાંડી સાથે ચશ્માની ફ્રેમ હાથમાં લઇ મને પાછી આપતાં એ બોલ્યા: "Sorry ! very sorry–pardon me !" ("દિલગીર છું. બહુ દિલગીર છું. મને માફ કરો")

"દિલગીર તો દીકરા, મારે થવાનું છે. તારે શું છે ? વીસ પચીસ રૂપિયાની વગર કારણે ઉઠાડી ને ઉપરથી 'દિલગીર છું' એમ કહે છે !" હું મનમાંને મનમાં બોલ્યો, અને પછી ભિન્ન હ્રદયે ભાંગેલા ચશ્માને ગજવામાં મૂકી એમને કહ્યું: "હોય, કંઈ નહિ—ચશ્મા તો બીજા આવશે. તમને વાગ્યું તો નથી ને !"

એ જ દિવસે બપોરે થોડાક મિત્રો સાથે એક 'રેસ્ટોરાં'માં હું ચા પીતો બેઠો હતો.

'પાઉડરવાળી ચા માટે સ્ત્રીઓ જ જવાબદાર છે, કારણ કે મુખ પર, પાઉડરનો મહિમા એમણે વધારી મૂકયો ન હોત તો દૂધનો પાઉડર બનાવવાનું કોઇને સૂઝત પણ નહિ' આ પ્રકારની અર્થશૂન્ય ચર્ચા અમારા વચ્ચે ચાલી રહી હતી. એટલામાં ત્યાં મોટે અવાજે વાત કરતું તરુણવૃંદ આવી પહોંચ્યું.

**रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान् पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जंतुः** (રમ્ય પદાર્થો જોઇને ને મધુર શબ્દો સાંભળીને સુખી જીવડો પણ ઉત્સુક બની જાય છે–કોઈક જાતનું દર્દ અનુભવે છે.) એ કવિવર કાલિદાસનાં વચન પ્રમાણે મારી બાજુમાં બેઠેલા મિત્ર એ રમણીઓને જોઇને તથા તેમનો મધુર કલકલ નાદ સુણીને બેચેન બની ગયા. પ્રથમ એમના હૃદયમાં કંપ થયો, પછી કંપ્યો એમનો હાથ. અને એ કંપતા હાથમાં રહેલા પ્યાલાની અંદર પુરાએલી ચાને બહાર શી ધમાલ મચી છે, તે જોવાનું મન થયું. એ ઉછળીને બહાર આવી, ને હિમાલય પરથી ગંગા મહાદેવના મસ્તક પર ઉતરી તેમ પ્યાલામાંથી ચા આવીને મારા કોટ પર પડી.

"Very sorry ! very sorry–pardon me !" (બહુ દિલગીર છું. માફ કર.) મારા મિત્રે આંખ હજી યે તરુણીવૃંદ તરફ જ રાખીને કહ્યું.

"તું આ કોને કહે છે ?" મેં પૂછ્યું.

"કોને કેમ વળી ? તને" એણે મારા સામું જોઈને જવાબ દીધો.

હું કંઇ બોલ્યો નહિ. જરા નરમ પડીને એણે મને પૂછ્યું: "Really I am very sorry (ખરેખર હું બહુ દિલગીર છું.) તને ખોટું લાગ્યું ?'

"ના મને ખોટું નથી લાગ્યું." મેં જવાબ દીધો.

"ત્યારે બોલતો કેમ નથી ?" મારા મિત્રે પૂછ્યું,

"એ તો હું વિચાર કરું છું." મેં કહ્યું.

"બહુ ખોટું. હવે આ ઉંમરે એવી ટેવ ન પાડે તો નહિ ચાલે ?" મારા મિત્રે કહ્યું.

"શી ટેવ ?" મેં પૂછ્યું.

"આ વિચાર કરવાની. એ ખરાબ ટેવ છે. ઘણા માણસ એથી ગાંડા થઈ ગયા છે." મારા મિત્રે જવાબ દીધો.

"તારે ગભરાવાની જરૂર નથી. તને એવો જરા પણ ભય નથી." મેં કહ્યું.

"એટલે ?" ન સમજાયાથી મારા મિત્રે પ્રશ્ન કર્યો.

"વિચાર કરવાથી માણસ ગાંડો થઈ જાય છે એ કદાચ ખરું હશે. પણ તેનો તારે ભય રાખવાની જરૂર નથી. કારણ કે વિચાર કરવા માટે મગજની જરૂર પડે છે." મેં કહ્યું.

"ને મારે મગજ નથી એમ જ ને !" મારા મિત્રે પૂર્તિ કરી.

"હા." મેં જવાબ દીધો.

"જો તું ખરેખર ખિજવાયો છે. I am really very sorry, old man–( દોસ્ત ! હું ખરેખર બહુ દિલગીર છું. ) તારાં કપડાં બગડયાં તે બદલ ખરેખર ઘણો જ દિલગીર છું." મારા મિત્રે ફરી દિલગીરીનું પ્રદર્શન કર્યું.

"હું આ જ વિચાર કરતો હતો." મેં કહ્યું.

"શો ?" એણે પૂછ્યું.

"હું એમ વિચારતો હતો કે દિલગીર થવાના પ્રસંગો મારી બાબતમાં બને છે, અને દિલગીરી વ્યક્ત કરે છે સામો માણસ. આજે સવારથી મારે આમ દિલગીર થવાના પ્રસંગો બન્યા છે." એમ કહીને મેં બસમાં બનેલા બનાવનું વર્ણન કરીને કહ્યું: "આમ દિલગીર થવાનું મારે છે. છતાં દરેક પ્રસંગે સામો પક્ષ જ દિલગીરી જાહેર કરે છે તેનું શું કારણ ? તું તો ઠીક–તને તો જાણે થોડી ઘણી દિલગીરી થઈ હશે; પણ પેલા બસમાં જાડીઆ ભાઈ મારા પગ પર ઊભા હતા એ તો જરા ય દિલગીર થયા હોય એમ દેખાતું નહોતું. પછી 'હું દિલગીર છું—બહુ દિલગીર છું' એમ એ કહેતા

હતા એમાં દંભ નથી ? આજે ચાર પાંચ વાર મેં આ 'હું દિલગીર છું–માફ કરો' એ વાકય સાંભળ્યું છે અને ખરેખરી રીતે જોતાં એ બોલનાર વ્યક્તિને જરાયે દિલગીરી નહોતી થઇ તેમ જ માફી મેળવવાની પણ કોઈને સહેજ પણ ઉત્કંઠા નહોતી, છતાં આવો દંભ માણસો શા માટે કરતા હશે ? મને આ વિચાર આવે છે." મેં લંબાણથી ખુલાસો કરતાં જણાવ્યું.

"ઓહો ! આમાં શી મોટી વાત છે ? બીજાની લાગણીને માન આપવું એ દરેક સંસ્કારી પુરુષનો ધર્મ છે. I am sorry–હું દિલગીર છું એ પ્રયોગ આપણે પશ્ચિમની સંસ્કારી પ્રજા પાસેથી શીખ્યા છીએ. એ તો ઠીક, પણ I am sorry–હું દિલગીર છું એમ કહેવાનો સંસ્કારી વર્ગમાં રિવાજ છે એ તું નથી જાણતો ? અરે ! બહુ ઊંચા કુટુંબના સંસ્કારી સ્ત્રીપુરુષો તો ભિખારીને પૈસો ન આપવો હોય ત્યારે અથવા ઘાટીને રજા આપતાં પણ I am sorry–હું દિલગીર છું એમ કહે છે, સમજ્યો ?" મારા મિત્રે મને સમજણ પાડી.

વાત સાચી છે. દિલગીરીનો ભાવ ન અનુભવવા છતાં–માફી માગવાની જરા જેટલી ઇચ્છા ન હોવા છતાં 'દિલગીર છું–માફ કરો' એમ કહેવું તેમાં દંભ નથી. પણ સભ્યતા છે, સંસ્કારિતા છે, વિનય છે.

અંગ્રેજીમાં એ જ રીતે I am afraid 'મને ભય છે' નો પ્રયોગ થાય છે. કોઇને આપણે વખત પૂછીએ તો કહેશે: 'I am afraid I have no watch. મને ભય છે કે મારી પાસે ઘડિયાળ નથી.' કોઇની કને ઈંડિપેન કે બીજી વસ્તુ ઊછીની માંગીએ ત્યારે પણ એ એમ જ કહેશે, 'I am afraid I have not got it મને ભય છે કે મારી કને એ વસ્તુ નથી.' 'પણ ભલા માણસ ? એમાં ભય રાખવાનું કારણ શું છે ?' એમ એને કોઈ પૂછતું નથી. ભય ઉત્પન્ન થાય એવો પ્રસંગ જ ત્યાં ઉપસ્થિત થતો નથી તો યે વિવેકને ખાતર 'I am afraid (મને ભય છે)' એમ કહેવું પડે છે.

## "માફ કરો-દિલગીર છું"

મનુષ્ય અને પશુ વચ્ચે આ વિવેક—અથવા વિવેકપ્રદર્શન—નો જ તફાવત છે. આહાર-નિદ્રા-ભય વગેરે મનુષ્યો અને પ્રાણીઓ વચ્ચે સામાન્ય છે. પરંતુ **एको विवेको ह्यधिको मनुष्ये**—એક વિવેક મનુષ્યમાં વધારે છે. અને એ વિવેક એની ભાષા દ્વારા-વર્તન કરતાં વધારે વાણી મારફત-વ્યક્ત થાય છે. સુસંસ્કૃત મનુષ્ય કે બીજી પ્રજાને હેરાન પરેશાન કરે છે ત્યારે પણ એ કામ વિવેકપૂર્વક કરે છે. 'અમે દિલગીર છીએ કે અમારે આમ કરવું પડે છે.' એમ કહીને એ સામી વ્યક્તિને ગરદન મારે છે. પશુઓમાં આવું જોવામાં નથી આવતું.

બિલાડી ઉંદરને પકડતી વેળા કહે: "અરે! નાનકડા ઉંદરડા! હું બહુ દિલગીર છું. મારે તને ખાઈ જવો પડશે. મને બહુ ભૂખ લાગી છે. મને માફ કરજે."

અને ઉંદરડો જવાબ આપે: "આભાર થયો, મિનીબાઈ! હું પણ દિલગીર છું કે મારાથી તમારી ક્ષુધા સંતોષી શકાય એમ નથી. મારું જીવન કંગાળ છે. પણ કમબખ્ત જીવવાનો લોભ કેમે કરીને છૂટતો નથી. એટલે મારે દરમાં ભરાઈ જવું પડે છે. મને માફ કરજો."

આમ પશુસૃષ્ટિમાં બનતું નથી. માનવસૃષ્ટિમાં, એટલે કે સુધરેલા ને સંસ્કારસંપન્ન માનવોની સૃષ્ટિમાં-બને છે. અને તેથી જ માનવબાલ સૃષ્ટિને સેંથે વિરાજે છે.

અંતમાં આ લાંબું પુરાણ સાંભળીને તમે કંટાળ્યા હશો; તો મારે એટલું જ કહેવાનું છે: 'I am sorry–pardon me–હું દિલગીર છું. મને માફ કરો!' અને તમારે કદાચ મને કહેવું હોય તો એટલું જ કહેશો કે: 'અમે દિલગીર છીએ. અમે એ પુરું સાંભળ્યું જ નથી.'

ઇતિ

# તાણાવાણા

**લે: શ્રી ઈશ્વર પેટલીકર**

તમે હવાઈ તો ફૂટતી જોઈ હશે. ઠેઠ મેદાનમાંથી તે સડસડાટ ઊંચે, અતિ ઊંચે, ગગનમાં જઈને તે પોતાની લીલા વિસ્તારે છે. એવી જ રીતે માત્ર એક જ કૃતિથી એકદમ ગગનચુંબી કીર્તિમિનારા પર કૂદી જનાર શ્રી ઈશ્વર પેટલીકરની આ નવલિકાઓમાં ગુજરાતના હૃદયનું નવું જ આલેખન, અદીઠ સંસારપ્રવાહોનું નવું જ ચિત્રણ થયું છે. રંગરંગ વાદળિયાં જેવી રમ્ય કલાકૃતિઓ નવી જ સુકોમળ લાલિત્યભરી બાનીમાં પેટલીકરે ખડી કરી છે. ફરીફરીને વાંચવી પડશે.

કિંમત રૂા. ત્રણ ટ. ખ. ૦॥

●

# પરાધીન

**લે: શ્રી ચંદ્રનારાયણ શર્મા**

જુવાનોનો વૃદ્ધોવડીલો પ્રત્યેનો ઓસરતો જતો પૂજ્યભાવ વધારી કુટુંબ અને સ્વજનોમાં પ્રીતિ—એખલાસ ને મમતા વધારનાર અાવનવી નવલકથા. જન્મભૂમિના નીડર વિવેચક માને છે કે "શરદબાબુ શિવાય આવી મનોહરતા બીજે દેખાતી નથી."

કિં. ૩॥ ટ. ખ. ૦॥

●

# જંજાળ

"પરાધીન"ના લેખક **શ્રી ચંદ્રનારાયણ શર્માની** બે સામાજિક નવલકથાઓ 'જંજાળ' અને 'બાતલ' આ પુસ્તકમાં આપી છે. બંને એક એકથી ચડિયાતી છે, અને સમગ્ર કુટુંબને ખાસ વંચાવવા જેવી છે. તમને શરદબાબુની કૃતિ વાંચો છો એવો જ ખ્યાલ પાને પાને આવશે.

કિં. રૂપિયા ૪॥ ટ. ખ. ૦॥



કયા હિંદીનું હૈયું વિક્રમાદિત્યનું નામ સાંભળી થનગની ન ઊઠે? વિક્રમાદિત્ય એ સમુદ્રગુપ્તના દીકરા ચંદ્રગુપ્તનું જ બિરુદ હતું એમ ઘણા વિદ્વાનો માને છે કેમકે એ ચંદ્રગુપ્ત જ શકોનો સંહાર કરનાર અને તેમને દબાવી ભારતવર્ષમાં જયજયકાર બોલાવનાર મહાન રાજા હતો. એ ગૌબ્રાહ્મણપ્રતિપાળ ચંદ્રગુપ્તનાં પરાક્રમોની અને શકોને એણે કેવી મુસદ્દીગીરીથી જેર કર્યા તેની આ અત્યંત રસાળ નવલકથા છે. શ્રી રાખાલદાસ વંદ્યોપાધ્યાય મહાન પુરાતત્ત્વવેત્તા હતા અને પૂણા આદિ સ્થળોના સંગ્રહસ્થાનોના અધિષ્ઠાતા હતા; તેમણે આ નવલકથા ઘણી ચમકદાર ભાષામાં લખી છે.

ભોગીલાલ સાંડેસરાનો વિદ્વત્તાભર્યો લંબાણ પ્રવેશક પુસ્તકમાં જોડી તેને ઘણું ઉપયોગી બનાવ્યું છે.

કિં. રૂ. ૨-૧૨-૦ ટ. ખ. જુદું.

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.


લંબોદર શર્મા

# હર્ષદા કેમ હવાઈ ગઈ ?

ગોધરા

તા. ૧૫-૫-૪૭

**બહેન રસિકા,**

તારો કાગળ મળ્યો. તારો ઠપકો માથે ચઢાવી લઉં છું. દર વખતે કાગળના જવાબ વાળી ટપાલે આપનારી હું, આ વખતે ‘હવાઈ ગઈ’ એ વાત સાચી છે. પણ તેનું કારણ પણ રમુજી જ છે.

“એ”—હમણાં સુરત ગયા હતા. અને ત્યાંથી ચાર પાંચ સારી ચોપડીઓ લઈ આવ્યા. તેમાંથી પહેલી જ ચોપડી મારા હાથમાં ‘ઇન્દ્રજાળ’ નામે આવી અને પહેલું જ પાનું વાંચતાં હું તો ફસાઈ પડી. રસોડામાં વઘાર મૂકીને જરાક—ફક્ત જરાક જ—હું બહાર આવી ને અધુરૂં ચોપડી ઉપાડી નજર કરી. તો વાંચતાં વાંચતાં એટલો રસ પડ્યો કે મન અંદર ગુંથાઈ જ ગયું. બીજી બાજુ રસોડામાં વઘાર તપેલીને બળી ગયો. ઉભરાઈ ગયો તેનું ભાન મને રહ્યું નહિ ને વાર્તાના રસના વહેણમાં જ તણાઈ ગઈ. જ્યારે કોઈએ સખત ઠેંકડો તાણ્યો ત્યારે જ ચોપડી જેમ તેમ મૂકી શકી.

ને પછી તો ઘરકામ કરતાં જે કંઈ વખત મળે તે બધો એ ચોપડી પાછળ જવા લાગ્યો. આપણને બહુ વખત મળે નહિ. રાતના પણ છોકરાં પજવે, એટલે વાંચવા મન ઘણું તણાય તો પણ ચોપડી વાંચતાં વાંચતાં ૭ દહાડા લાગી ગયા. ને તારો કાગળ પડી રહ્યો. મારે ‘હવાઈ’ જવાનું આ સિવાય બીજું કારણ નથી.

તારી મંગાવેલી ચીજો પરમ દહાડે મોકલીશ.

લિ. તારી જ

**હર્ષદા.**